પ્રકાશન નં. ૨૦

# અવલાદની તરબિયતના સોનેરી ઉસૂલ




**મૂળ લેખક**

હઝરત પીર ઝૂલફિકાર અહમદ સાહબ નકશબંદી મુજદ્દેદી (મ.ઝિ.)

**અનુવાદક**

ઝાકીરહુસૈન શેખ



**પ્રકાશક**

**જનાબ ઈસ્માઈલભાઈ ઘડિયાલી સા.**

"બયતુલ ઈશાઅત"

મુ. પરીએજ–૩૯૨ ૦૨૧ તા. જી. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

ફોન નં.: ૦૨૬૪૨–૨૮૪૩૩૯ / મો.: ૦૯૪૨૭૮૧૬૪૮૨

પ્રકાશન નં.: ૨૦

# અવલાદની તરબિયતના સોનેરી ઉસૂલ


લેખક

હઝ. મવ.પીર ઝૂલફિકાર અહમદ નકશબંદી, મુજદેદી (મ.ઝિ.)

અનુવાદક

ઝાકિરહુસૈન શેખ



પ્રકાશક

"બયતુલ ઈશાઅત"

જનાબ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.

મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧

તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯

(મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

| | |
|---|---|
| કિતાબનું નામ | અવલાદની તરબિયતના સોનેરી ઉસૂલ |
| સંપાદક | હઝ.મવ.પીર ઝૂલફિકાર અહમદ નકશબંદી (મ.ઝિ.) |
| અનુવાદક | ઝાકિરહુસૈન શેખ |
| આવૃત્તિ | પહેલી |
| પ્રત | ૧૦૦૦ (એક હઝાર) |
| પ્રકાશન વર્ષ | રમઝાન ૧૪૩૩ હિજરી / ઓગસ્ટ ૨૦૧૨ |
| મૂલ્ય | અમલ |

## પત્રવ્યવહારનું સરનામુ

"બયતુલ ઈશાઅત"

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.

મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧

તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯

(મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

# અનુક્રમણિકા

☆☆☆☆
☆☆☆
☆☆
☆

બિસ્મિલ્લાહિ ર્રહમાનિર્રહીમ

# પ્રકાશકીય

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન, વલ્ આકિ–બતુ લિલ્ મુત્તકી–ન, વ સ્સલાતુ વ સ્સલામુ અલા અશ્રફિલ્ અમ્બિયાઈ વલ્ મુરસલીન.....

ખરેખર, અવલાદ અલ્લાહ તઆલાની એક ઘણી મોટી નેઅમત અને અતિ મૂલ્યવાન દોલત છે, આ નેઅમત અને આ દોલત દરેકને પ્રાપ્ત થતી નથી; બલકે અલ્લાહ તઆલા પોતાના ફઝલો–કરમ અને રહમતથી જેને ચાહે છે તેને આ અનમોલ નેઅમત અતા ફરમાવે છે.અલ્લાહ તઆલાનો પવિત્ર ઈરશાદ છે:

..... યખ્લુકુ મા યશાઉ ય–હબુ લિ–મંય્યશાઉ ઈનાષંવ્ વ ય–હબુ લિ–મંય્યશાઉઝ્ઝુકૂ–ર અવ યુઝવ્વિજુહુમ્ ઝુકરાનંવ્ વ ઈનાષા. વ યજ્અલુ મંય્યશાઉ અકીમા ......

"અલ્લાહ જે ચાહે છે, તે પેદા ફરમાવે છે, જેને ચાહે છે તેને પુત્રીઓ અર્પણ કરે છે અને જેને ચાહે છે તેને પુત્રો અર્પણ કરે છે અથવા તેમને પુત્રો અને પુત્રીઓ બન્નેય અર્પણ કરે છે અને જેને ચાહે છે તેને નિઃસંતાન રાખે છે."

(સૂરએ શૂરાઃ ૪૯)

નિઃશંક અવલાદ અલ્લાહદત્ત એક ઉચ્ચ અને મહત્તમ નેઅમત અને રહમત અવશ્ય છે; પરંતુ તે દરેક વ્યકિતના હકમાં નેઅમત અને રહમત પુરવાર થતી નથી; બલકે અમુક લોકોના હકમાં અવલાદ ઝહમત, કષ્ટરૂપ અને વબાલે જાન પણ બની જતી  હોય છે. નાફરમાન, સ્વચ્છંદ, ઉદંડ અને બંડખોર અદલાદને કારણે ઘણા લોકોનાં જીવન અસ્તવ્યસ્ત અને અજીરણ બની જતાં હોય છે; બલકે અમુક સમયે તો આખા ને આખા પરિવારો નેસ્ત–નાબૂદ, નામશેષ, ખેદાન–મેદાન અને વેરાન થઈ જાય છે. અરે, દુષ્ટ અવલાદને કારણે તો આખી ને આખી પેઢીઓનું નિકંદન નીકળી ગયું હોવાનાં અને તેમનાં નામો–નિશાન મટી ગયાં હોવાનાં અનેક દ્રષ્ટાંતો વિશ્વના ઈતિહાસમાં

જોવા–જાણવા મળે છે !

અફસોસ કે આજે વાલિદૈનની નાફમાનીનાં આઘાતજનક, દિલદ્રાવક અને ચિંતાપ્રેરક દશ્યો અવારનવાર નજરે પડતાં જ રહે છે અથવા સાંભળવા મળતાં જ રહે છે. એનું સૌથી મોટું કારણ વાલિદૈન તરફથી અવલાદની દીની અને અખ્લાકી તરબિયત પ્રત્યેની ગુનાહિત ગફલત અને ઉદાસીનતા છે. અવલાદની તાલીમ અને તરબિયતની ઉપેક્ષા કરવાને કારણે જ માં–બાપે અતિ સંગીન અને દુઃખદાયક પરિણામો ભોગવવા પડે છે. ઘણીવાર તો પશુઓની જેમ અવલાદને નઝરઅંદાઝ કરવાને કારણે માં–બા પ અને અવલાદની દુનિયા પણ બરબાદ થાય છે અને આખિરત પણ !

અવલાદ અલ્લાહની નેઅમત અને રહમત ત્યારે જ બની શકે છે, જયારે કે તે નેક હોય, અજ્ઞાંકિત (ફરમાંબરદાર) હોય, શિષ્ટાચારી હોય, કેળવાયેલી હોય, ઈસ્લામી સંસ્કારથી સુસજ્જ હોય અને માનવીય મુલ્યોથી સુશોભિત હોય. અવલાદને નેક–સાલિહ બનાવવામાં માં–બાપની સારી તરબિયત, સારસંભાળ અને દેખરેખ અત્યંત મહત્વની ભૂમિકા અદા કરી શકે છે.

ઈસ્લામે શરૂઆતથી જ, જન્મતાંવેંત બાળકને ઈસ્લામી આદાબ શીખવવાનો અથવા તેને ઈસ્લામી આદાબથી અવગત કરાવવાનો પ્રબંધ કર્યો છે. ઈસ્લામે પોતાના અનુયાયીઓને તાલીમ અને તરબિયતનો એવો સુંદર અને કલ્યાણકારી નિઝામ અર્પણ કર્યો છે, જેને અમલમાં મૂકીને તેઓ કામિયાબ જિંદગીનાં ઉચ્ચ સોપાન સર કરી શકે છે. બાળકની તાલીમ અને તરબિયત કરવી પ્રત્યેક મુસ્લિમ માટે જરૂરી અને અનિવાર્ય છે; બલકે આ અલ્લાહ તઆલા તરફથી નિયુકત કરાયેલી ફરજ અને કર્તવ્ય છે.અલ્લાહ તઆલાનું ફરમાન છેઃ

"યા અય્યુહલ્લઝી–ન આમનૂ કૂ અન્ફુસકુમ વ અહ્લીકુમ નારા......

હે ઈમાનવાળાઓ! તમે સ્વજાતને અને પોતાના પરિવારજનોને તે આગથી બચાવો, જેનું ઈંધણ–બળતણ ઈન્સાનો અને પથ્થરો છે." (સૂરએ તહરીમઃ ૬)

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છેઃ

"અકરિમૂ અબ્નાઅકુમ વ અહ્‌સિનૂ અ–દ–બહુમ ...... પોતાની અવલાદને બા–ઈઝઝત (પ્રતિષ્ઠિત) બનાવો અને તેમને બેહતરીન આદાબ (વિવેક) શિખવાડો." (ઈબ્ને માજહ: ૨/૧૨૧૧)

વળી, આ પણ ફરમાવ્યું:

"મા ન–હ–લ વાલિદુંવ્‌ વ–લદહૂ અહ્‌સ–ન મિન અ–દ–બિન્‌ હસન ..... કોઈ બાપે પોતાની અદલાદને સુંદર તરબિયતથી બેહતર કોઈ તોહફો દીધો નથી." (તિરમિઝી : ૨/૧૬)

તાલીમ અને તરબિયત સર્વોત્તમ–સર્વશ્રેષ્ઠ તોહફો છે અને મહાનતમ્‌ આભૂષણ છે, જે બાપ પોતાની અવલાદને પહેરાવે છે. દુનિયામાં આથી બેહતર બીજી કોઈ ચીજ હોઈ શકતી નથી.

એક હદીષ શરીફમાં તો અવલાદની તાલીમ અને તરબિયત વિશે આખિરતમાં પડ્‌પૂછ કરવાની પણ ધમકી ઉચ્ચારવામાં આવી છે:

"અલા કુલ્લુકુમ રાઈન વ કુલ્લુકુમ મસ્‌ઊલુન્‌ અનુ રઈય્યતિહી......ધ્યાનપૂર્વક સાંભળી લો, તમારા પૈકી દરેક વ્યકિત નિગેહબાન છે અને તમારા પૈકી દરેક વ્યકિતથી તેના હાથ નીચે રહેતા લોકો વિશે પડ્‌પૂછ થશે.

(બુખારી શરીફ–મુસ્લિમ શરીફ)

અવલાદની તાલીમ અને તરબિયતની આવી મહત્ત્વતા, અગત્યતા, આવશ્યકતા અને અનિવાર્યતાના કારણે જ પ્રત્યેક મુસ્લિમે પોતાની અવલાદને તરબિયત–યાફ્‌તા અને તાલીમ–યાફતા બનાવવી અત્યંત જરૂરી છે. આ મૂળભૂત અને અનિવાર્ય ઈસ્લામી ફરજ છે. આ બુનિયાદી કામ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નુકૂશ (પદ્‌ચિહ્‌નો)ને અનુસરીને જ અને આપની કાર્યપદ્ધતિ અપનાવીને જ કરી શકાય છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

"વ ઈનુ તુતીઉહૂ તહ્‌તદૂ ...... જો તમે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈતાઅત કરશો, તો સન્માર્ગ પામશો." (સૂરએ નૂર :૫૪)

અવલાદની તરબિયત કેવી રીતે કરવામાં આવે? અલ્હમ્દુ લિલ્લાહ,

નજર સમક્ષની કિતાબ "અવલાદની તરબિયતના સોનેરી ઉસૂલ" બાળકોની નબવી તરબિયતનો એક સુંદર ગુલદસ્તો અને અનમોલ તોહફો છે, જેના દ્વારા પ્રત્યેક મુસલમાન પોતાની પાણપ્રિય અને કાળજાના કોર જેવી અવલાદની દુનિયા અને આખિરતને શણગારવાની તદબીર કરી શકે છે અને જેને નજર સમક્ષ રાખીને શરીઅતચીંધ્યા માર્ગે પોતાની અવલાદની સુંદર તરબિયત કરી પોતે પણ જન્નતને પાત્ર બની શકે છે અને પોતાની અવલાદને પણ જન્નતને પાત્ર બનાવી શકે છે.

અલ્લાહ તઆલા કિતાબને લોકોપયોગી અને ફેઝદાયક બનાવે તથા સહયોગીઓને બેહતરીન બદલો અતા ફરમાવે, આમીન !

સહકારનો અભિલાષી,
ઇસ્માઈલ ઇબ્રાહીમ ઘડિયાલી

# બાળ ઉછેળના બાર સોનેરી સિધ્ધાંતો

## (૧) સંતાન માટે દુઆ કરવી:

માણસની દ્રષ્ટિ સામાન્ય રીતે એ દિશાએ જાય છે કે હું આ કરીશ, હું તે કરીશ, આ વાત મગજમાં રાખો કે માણસ કામો કરવા માટે જે માધ્યમો અપનાવે છે, દુઆ એ સમગ્રમાં સર્વ શ્રેષ્ઠ માધ્યમ હોય છે, માટે પ્રથમ પગલું એ કે મા–બાપ સંતાન માટે દુઆ કરો : હે અલ્લાહ! અમારી સંતાનોને નેક બનાવી દે. નમાઝ પછી દુઆ કરો, તહજજુદ પછી દુઆ કરો તિલાવતે કુર્આન મજીદ પછી દુઆ કરો. દુઆ કયારેય વ્યર્થ જતી નથી. અમે જોયું છે કે માની દુઆઓ છેવટે રંગ લાવે છે, મોટા મોટા ફાસિક અને ફાજિર (દુરાચારી અને વ્યભિચારી) પ્રકારના બાળકો મા–બાપની દુઆઓના કારણે અંતે નેક અને પરહેજગાર બની જાય છે. ઘણી ખુશનસીબ માતાઓ એવી પણ હોય છે કે જે તહજજુદ સમયે ઉઠીને અલ્લાહના દરબારમાં દામન પ્રસારે છે અને સંતાનો માટે દુઆઓ કરે છે.

## ☆ મારી માની દુઆઓ:

આ બંદાને બાળપણની વાત યાદ છે કે આ એવી ઉમર હતી જયારે આ બંદો પોતાની મા સાથે એક બિસ્તર પર ઉઘતો હતો, બે–ત્રણ વર્ષની ઉમર હશે રાત્રે કેટલીયે વાર આંખ ઉઘડી જતી તો આ બંદો જોતો કે માતાજી બિસ્તર પર નથી. હું ઉઠીને બેસી જતો તો સામાન્ય રીતે એજ જોતો કે વાલિદા સાહેબાએ મુસલ્લો પાથર્યો છે, તેઓ તહજજુદની નમાઝ પઢી રહયા છે, તેમની ટેવ એવી હતી કે નમાઝ નમાઝ પુરી કર્યા પછી ઉચ્ચ સ્વરમાં દુઆ માંગતા હતાં અને પોતાના બાળકોમાં દરેક પુત્ર અને પુત્રીનું નામ લઈને તેમના માટે દુઆ કરતા હતા, ઘણીવાર એવું બનતું કે આ બંદો મા ને દુઆ માંગતા રાહ જોતો હતો કે મારૂં નામ કયારે આવશે, જોકે હું નાનો હતો, ખબર ન હતી કે માતા કઈ દુઆ માંગે છે, અને તેનાથી શું થાય છે? ફકત એટલી સમજ હતી કે મોટા ભાઈઓ અને બહેનોના નામ લેવામાં આવે છે, હવે એક સમય આવશે કે મારૂ પણ નામ

લેવામાં આવશે અને જયારે માતાજી અંતે આ બંદાનું નામ લઈને દુઆ માંગતા તો આ બંદો પોતાનું નામ સાંભળીને આરામથી સુઈ જતો હતો, આજે એહસાસ થાય છે કે કદાચ વાલિદહની તે દુઆઓ જ છે જેમણે આ બંદાની જહાલત પર પડદો નાખેલો છે, તો માં–બાપની દુઆઓ સંતાનોને નેકબખ્ત બનાવી દે છે.

## ☆ માની દુઆ જન્નતની હવા:

આપે હસન બસરી (રહ.)ની શાગિર્દા (શિષ્યા)ની એ ઘટના સાંભળી હશે તે આપની મજલિસમા આવતા હતા, નેક હતા, વિધવા થઇ ગયા, એકજ પુત્ર હતો. તે પુત્ર જયારે યુવાન થયો અને તેને બહારની હવા લાગી તો બગડી ગયો, હવે માં બિચારી તો ઘરમાંજ જોઇ શકે છે, બહારના મા'મલાઓ તો મા જોઈ ના શકે, તે પુત્રને ઘણી સમજાવતી, પરંતુ તેને કોઈ અસર થતી નહિ, ઘણી દુઆઓ કરાવતી. હસન બસરી (રહ.) પાસે લઈને આવતી, તેઓ સમજાવતા, પરંતુ બાળકતો બુરાઇમાં એવો સપડાયેલો હતો કે તે નેકી તરફ આવતો જ ન હતો, એટલે સુધી કે હસન બસરી (રહ.)ના દિલમાં પણ નિરાશા જેવી હાલત થઇ ગઈ, એજ સ્થિતિમાં કેટલાય વર્ષો વીતી ગયા, તેનું સ્વાસ્થય પણ બગડી ગયું અને તે માંદો પડી ગયો. કોઇ ગંભીર બીમારી હતી, ઘરે આવ્યો અને પથારીવશ થઇ ગયો, આ હાલમાં પણ તેની માં તેના માટે હિદાયતની દુઆઓ કરતી અને તેને સમજાવતી, એટલે સુધી કે પુત્રને લાગ્યું કે તેની મોતનો સમય નજીક છે, માતાએ તેને ફરી સમજાવ્યો કે દીકરા હમણા પણ તમે નેકીની નિય્યત કરી લો, નેક બની જાઓ, તોબા કરો ગુનાહોથી, તોપુત્રએ કહયું કે સારુ હું તોબા કરવા ઈચ્છુ છું, મને હસન બસરી (રહ.) પાસે લઇ જાઓ, હું તોબા કરીશ. તેણીએ કહયું કે દીકરા હું તો ઉપાડીને ન લઇ જઈ શકું, તમે મોટા છો, સારુ હજરતથી વિનંતી કરું છું કે તેઓ આવે અને તમને તૌબા કરાવે, તે શિષ્યા હસન બસરી (રહ.) પાસે આવી, અરજ કરી, હજરત! મારો દીકરો તૌબા કરવા ઈચ્છે છે, આપ પધારો અને તૌબા કરાવી દો. હજરત તે સમયે આરામ કરવા ઈચ્છતા હતા, ઝોહર પછીનો સમય હતો

અને તે પછી તેમને દર્સે કુર્આન આપવાનું હતું અને જો આરામ ન કરતા તો દર્સે કુર્આન સારી રીતે આપી ન શકતા, તો તેમણે માન્યું કે તે બાળકે કેટલીય વાર વાત સાંભળી અને માની નહિ અને હવે પણ આ એવી જ રીતે મારો સમય નષ્ટ કરશે, તો તેમણે કહી દીધું કે આપ જાઓ, હું તે બાળકની પાછળ પોતાનો સમય બરબાદ ન કરી શકું, માતા પાછી આવી ગઇ, તેણે પુત્રને જણાવ્યું કે તમે એમનું દિલ એટલું દુભાવ્યું છે કે તેઓ કહે છે કે હું તેની પાછળ મારો સમય નષ્ટ કરી શકું નહિ. પુત્રના દિલ પર આઘાત લાગ્યો કે હું એટલો ખરાબ છું કે સમયનો એક વલી મારી ખાતર થોડીક મીનીટો પણ આપી શકતો નથી, હવે તેનું તુટેલું દિલ અલ્લાહ તરફ રજૂ થયું અને તેણે અલ્લાહથી દુઆ માંગી કે યા અલ્લાહ ! તુ જ મારી તૌબાને કબૂલ ફરમાવી લે, મારા ગુનાહો મા'ફ કરી દે અને તે પછી પોતાની મા થી કહયું કે અમ્મી! જયારે હું મરી જાઉ તો એક તો એ કે મને ઘરમા દફન કરજો, કબ્રસ્તાનમાં દફન કરશો તો કબ્રસ્તાનના અન્ય મડદાઓને મારા કારણે તકલીફ પહોંચશે અને બીજું એ કે જયારે હું મરી જાઉ તો મારા ગળામા તમારો દુપટટો નાખીને મારી લાશને ખેંચીને લઇ જજો, એટલા માટે કે જયારે કુતરો મરી જાય છે તો તેની લાશને ઢસળીને લઇ જવાય છે. આ બાળકના આ આજિઝીવાળા શબ્દો અલ્લાહને પસંદ આવી ગયા, હમણા બાળકે કલ્મો પઢયો હતો, આંખો બંધ થઇ હતી કે થોડીવાર પછી દરવાજો ખટખટાવામા આવ્યો, તે સ્ત્રી દરવાજા પાસે ગઈ, પુછયું કોણ? જવાબ આપ્યો કે હસન બસરી (રહ.), કહેવા લાગી, હજરત! આપ કઈ રીતે પધાર્યા ? ફરમાવ્યું કે હું સુઈ ગયો હતો અને સપનામાં સંકેત મળ્યો કે હસન તું કેવો વલી છે કે મારા એક વલીના જનાઝા પઢવાનો ઈન્કાર કરે છે? હું તમારા દીકરાનો જનાઝો પઢવા માટે હાજર થયો છું.

બસ, યાદ રાખો ! આ મા ની દુઆ જન્નતની હવા હોય છે, માટે માતાઓને જોઇએ કે પોતાના સંતાનો માટે દુઆ કરતી રહે, આ સમગ્ર જીવનનો અમલ હોય છે.

## ☆ બાળક માટે શું માંગશો?:

બાળકોની કેળવણી સંદર્ભે બે દુઆઓ ખાસ કરીને માંગો. એક દુઆ તો આ કરો કે અલ્લાહ તેમના દિલ નેકી પર જમાવી દે અને તેમને શર (દુષ્ટતા)થી બચાવે અને બીજી દુઆ આ કરો કે અલ્લાહ ! બાળકોના ઉછેળ વિશે સમયસર જે વાત હોય, મારા મનમા નાખી દેજે, જેથી યોગ્ય નિર્ણય કરી શકું.

મા ને કેટલીય વાર નિર્ણય લેવામાં મુશ્કેલી થાય છે, બાળકને હેન્ડલ કરવામાં કેળવણીની પધ્ધતી નકકી કરવામાં મુશ્કેલી હોય છે, એટલા માટે કે દરેક બાળકનો સ્વભાવ અને પ્રકૃતિ જુદી જુદી હોય છે. કેટલાક બાળકોના સ્વભાવમાં તેજી હોય છે, અને કેટલાકમાં મંદપણું હોય છે, બંનેને હેન્ડલ કરવાની ઢબ વિભિન્ન હોય છે. પુત્રોમાં અવજ્ઞા અને બળવાની ભાવના વધુ હોય છે, પુત્રીઓ નમ્ર હોય છે, તો કયા પ્રસંગે શું કરવું જોઈએ આ તો અલ્લાહ તઆલા જ દિલમાં નાખશે ત્યારે જ વાત બનશે નહિતર કેટલીય વાર તો આપણી અકકલ અને સમજ કામમાં નથી આવતી, માટે દુઆમા એક તો સંતાનોની નેકબખ્તીની દુઆ માંગો અને બીજી દુઆ આ માંગો કે અલ્લાહ ! બાળકો વિશે જે પણ વાત હોય મારા દિલમાં નાખી દેજે જેથી દરેક પ્રસંગે સારો નિર્ણય કરી શકું અને બાળકોને યોગ્ય રીતે હેન્ડલ કરી શકું, માટે આ મા–બાપની દુઆઓ સંતાનો માટે ખજાનો હોય છે.

## ☆ એ ત્રણ જેમના માટે નબીએ દુઆ કરી:

ત્રણ યુવાન બાળકો હતા, ત્રણેયનું નામ અબ્દુલ્લાહ હતું, અને ત્રણેય નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં રહેતા હતા. નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તહજજુદની નમાઝમાં તેમનું નામ લઈને તેમના માટે દુઆ ફરમાવતા હતા, પરિણામે અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ઈમામુલ મુફસ્સિરીન બન્યા, અબ્દુલ્લાહ બિન મસઉદ (રદિ.) ઈમામુલ ફુકહા બન્યા, અને અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ઈમામુલ મુહદિસીન બન્યા, માટે દુઆ સમગ્ર મધ્યમોમાં સર્વ શ્રેષ્ઠ માધ્યમ છે, આ કયારેય વ્યર્થ જતી નથી.

આપ વિચારો, તાઈફવાસીઓએ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું દિલ કેટલું દુભાવ્યું હતું અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બદદુઆની જગ્યાએ આ કહયું કે સંભવ છે કે તેમના સંતાનોમાં કોઈ એવો હોય જે અલ્લાહનો આજ્ઞાકારી બંદો બની જાય, દીન પર આવનાર બની જાય. અલ્લાહના મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ શબ્દો પણ પૂરા થયા કે બનુશકીફનો એક કબીલો જે તાઈફમા રહેતો હતો તેમના આવનારા વંશમાં મુહમ્મદ બિન કાસિમ સકફી (રહ.) જનમ્યા અને તેઓ અહીના સેત્રની ધરતી પર આવ્યા, જેની સાથે અમારો અને આપનો સબંધ છે અને તેમના કારણે અહિના લોકોને ઈમાન નસીબ થયો. આપણને જે ઈમાન મળ્યો એ એવા બંદાના કારણે મળ્યો જેના માટે અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆ હતી.

## ☆ હજરત અનસ (રદિ.) માટે દુઆ:

એકવાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે ઉમ્મે સલીમ (રદિ.) પોતાના પુત્ર અનસને લઈને આવ્યા, તેઓ ફરમાવે છે કે હું નાનો હતો અમ્મીએ અડધી ચાદરથી પોતાને છુપાવ્યા હતા અને એક ખુણો ચાદરનો મારા માથે નાખેલો હતો. તેઓ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં પહોંચ્યા અને કહયું કે યારસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારા પુત્ર માટે દુઆ ફરમાવી દો. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુઆ કરી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું હતું કે યા અલ્લાહ! આના માલ અને સંતાનોમાં બરકત ફરમા, વધારો ફરમા અને પછી એવી બરકત થઈ કે ફરમાવે છે કે મારો એક બાગ હતો, જે વર્ષમાં બેવાર ફળ આપતો હતો અને મારી પાસે એટલું સોનું હતું કે તેને લાકડી કાપવાની કુહાડીથી તોડતો હતો. આપ જરા વિચારો કે તેતો કોઈ સોનાની ઈટજ હશે જેને કુહાડીથી તોડવામાં આવતી હશે.તો અલ્લાહ તઆલાએ એટલો માલ આપ્યો અને સંતાનો અલ્લાહ તઆલાએ એટલી આપીકે એકસો પુત્ર–પુત્રીઓ, પૌત્ર–પૌત્રીઓ મેં પોતાની આંખથી જોઈ

લીધા તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ દુઆ તેમના કામે આવી, માટે પહેલી વાત દુઆ કરવાની છે.

## (૨) નમ્રતા અને હૂંફ:

બીજો સિધ્ધાંત એ છે કે બાળકો સાથે નમ્રતા અને મહેરબાનીનો વ્યવહાર કરવો જોઈએ. ઘણીવાર માતાઓ ઘણી ગુસ્સાવાળી હોય છે. નાનકડી વાતો પર બાળકોને દમ દાટી આપ્યા કરે છે, દરેક વખતે બાળકને ધમકાવ્વું, તેથી પણ બાળક નાફરમાન બને છે. બાળક નાનું હોય છે, કાચું હોય છે, તેનું દિલ પ્રેમને જલ્દી કબૂલ કરે છે, બાળક જહાલતની વાત કરશે, ઉંધા કામ કરશે, માતાએ ધૈર્યથી હિંમત સાથે પોતાના બાળકોથી વાત કરવી પડશે, તો નમ્રતા અને હૂંફ કેળવણીનો બીજો સિધ્ધાંત છે.

## ☆ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્રેમ:

સૈયદના ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે હું મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મૈમુના (રદિ.) સાથે એક રાત રોકાયો. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ તેમની પાસે તે રાત્રે રોકાયા હતા. જ્યારે રાત્રિનો અંતિમ પહોર થયો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જાગૃત થયા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉઠીને આ દુઆ કરી:

نَامَتِ الْعُيُوْنُ وَ غَابَتِ النُّجُوْمُ وَ بَقِيَ الْحَيُّ الْقَيُّوْمُ۔

પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સૂરએ આલિ ઈમરાનની આયતો પઢી:

﴿اِنَّ فِیْ خَلْقِ السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَ اخْتِلَافِ الَّیْلِ وَ النَّهَارِ لَاٰیٰتٍ لِّاُولِی الْاَلْبَابِ﴾

પછી આ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વુઝૂ ફરમાવ્યો અને મુસલ્લા પર આવી ગયા. તો ઈબ્ને અબ્બાસ ફરમાવે છે કે હું પણ ઊઠયો, વુઝૂ

કર્યો અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ડાબીબાજુ પાછળ આવીને ઊભો થઈ ગયો. જ્યારે મેં નિય્યત બાંધી લીધી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ખભેથી પકડયો અને જમણી બાજુ પોતાની પાસે ઊભો કરી દીધો. થોડી વાર પછી હું પાછો પોતાની જગ્યાએ જતો રહયો. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી એ જ રીતે મને પોતાની જમણી બાજુ નજીક ઊભો કર્યો. ફરીથી હું તે જ જગ્યાએ જતો રહયો. નમાઝમાં ત્રણવાર એવું થયું. ત્રીજીવાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી મારા ખભે હાથ મૂકયો અને પોતાની જમણી બાજુ નજીક કરીને ઊભો કરી દીધો. જ્યારે નમાઝ પૂરી થઈ ગઈ તો પૂછયું કે તમે આ જગ્યાએ કેમ ઊભા ન રહયા જ્યાં મેં ઊભા કર્યા હતા? તો મેં જવાબ આપ્યો, યા રસૂલલ્લાહ! હું આપની પાસે કઈ રીતે ઊભો રહેતો, મને સંકોચ થતો હતો, મને પાછળ ઊભા રહેવું સારું લાગતું હતું, તો મારા આ જવાબ સાંભળીને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુશ થયા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુઆ આપી કે:

اَللّٰھُمَّ فَقِّھْهُ فِی الدِّیْنِ وَ عَلِّمْهُ التَّاْوِیْلَ۔

યા અલ્લાહ! આને દીનની સમજ આપ અને આને તફસીરનું જ્ઞાન અતા ફરમાવ. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆથી અલ્લાહ તઆલાએ તેમને ઈમામુલ મુફસ્સેરીન બનાવી દીધા. હવે જુઓ, જો આજનો કોઈ પિતા હોત તો અને તે એ બાળકને એક જગ્યાએ ઊભો કરત અને બાળક પોતાની જગ્યાએ ચાલ્યો ગયો હોત તો નમાઝ પછી દમદાટી શરૂ થઈ જાત, શકય છે કે એક લાફો પડી જતો, પરંતુ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નમ્રતા અને મહેરબાનીથી પૂછયું કે તમે આવું કેમ કર્યું? તો બાળકે જણાવ્યું અને ખરેખર બાળકની વાત યોગ્ય પણ હતી કે તેને મસઅલાની તો ખબર ન હોતી પરંતુ તે એટલું સમજતો હતો કે હું નાનો છું, મારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ ઊભા રહેવું છે માટે નમ્રતા અને આવશ્યક છે.

## ☆ બાળકીની વિદ્ધતાપૂર્ણ વાતઃ

નાના બાળકો પણ ઘણી વાર મોટી હિકમતની વાત કરી લે છે, કહેવામાં આવે છે કે ઈમામે આ'ઝમ અબૂહનીફા (રહ.)જઈ રહયા હતા તો એક બાળા સામેથી આવી રહી હતી તો આપ (રહ.)એ તેનાથી કહયું કે બાળકી! જરા ધ્યાન રાખજો, આ લપસવાવાળી જગ્યા છે, લપસી ન જતાં તો બાળાએ કહયું કે હઝરત ! હું લપસી ગઈ તો મારું જ નુકશાન થશે, જો આપ લપસી પડયા તો પછી ઉમ્મતનું શું બનશે ? તો હઝરત ફરમાવવા લાગ્યા કે તે બાળાની નસીહતે મને જાગૃત કરી દીધો.

ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) ખલીફા બન્યા તો એક વિસ્તારના લોકો તેમની પાસે આવ્યા, તેમનો મુતકલ્લિમ (વાત કરનાર) એક નાની વયનો છોકરો હતો, તો ઉમર બિન અબ્દુલ અઝીઝે કહયું કે કોઈ મોટી ઉમરનો માણસ નથી? તો તે છોકરાએ જવાબ આપ્યો કે હઝરત! હૂદહૂદે સુલૈમાન અલયહિસ્સલામની સેવામાં જવાબ આપ્યો હતો, હું તે હૂદહૂદ (એક પક્ષી ટિટોડી)થી તો નાનો નથી કે આપની સમક્ષ કોઈ વાતનો જવાબ ન આપી શકું! તો નાના બાળકો પણ ઘણીવાર વિદ્ધતાભરી વાતો કહે છે.

## ☆ ઈમામ માલિક (રહ.)ની અચરજઃ

કહેવામાં આવે છે કે ઈમામ માલિક (રહ.)નો જયારે ફતવો ચાલ્યો કરતો હતો ત્યારે તેમની પાસે એક છોકરો આવ્યો અને તેણે આવીને આ મસઅલો પૂછયો કે હઝરત ! એ જણાવો કે એક પુરુષ પર ગુસ્લ ફર્ઝ છે અને બહાર કયાંય પાણી નથી અને પાણી ફકત મસ્જિદની અંદર છે, તો તે બંદો શું કરે ? ઈમામ માલિક (રહ.)એ ફતવો આપ્યો કે વુઝૂ કરે, પછી મસ્જિદમાં દાખલ થઈ જાય, તેણે કહયું કે હઝરત પાણી તો સામે દેખાય છે, પરંતુ મસ્જિદમાં છે, બહાર નથી અને આ વ્યકિત જુનૂબી (જેના પર ગુસ્લ ફર્ઝ હોય) છે, એ કઈ રીતે દાખલ થાય? ઈમામ માલિક (રહ.)એ ફરી કહયું કે તે ગુસ્લ કરે અને મસ્જિદમાં દાખલ થાય, જયારે બે વાર આ કહયું તો તે

છોકરાએ કહયું કે જો એવું હોય તો તે તયમ્મુમ કરી લે અને મસ્જિદમાં જઈને પાણી લાવે અને ગુસ્લ કરીને મસ્જિદમાં જાય ! તો ઈમામ માલિક (રહ.) ચુપ થઈ સ્તબ્ધ થઈ ગયા કે સારું કેટલી અજબ વાત આ છોકરાએ પૂછી, શું નામ છે? તેણે કહયું મહમ્મદ. પૂછયું કયાં રહો છો? કહયું હું મદીનામાં રહું છું, તો ઈમામ માલિક (રહ.) ચુપ થઈ ગયા, જયારે તે છોકરો જતો રહયો તો ઈમામ માલિક (રહ.)એ પુછયું કે તે મદીનામાં કયાં રહે છે? તો લોકોએ કહયું કે હઝરત ! આ ઈમામ અબૂહનીફા (રહ.)નો શિષ્ય મુહમ્મદ છે અને તેણે મદીનાનો શબ્દ દ્રિ અર્થમાં ઉપયોગ કર્યો છે કે હું શહેરનો નિવાસી છું, ગામડિયો નથી, તો ઈમામ માલિક (રહ.) આશ્ચર્ય ચકિત થઈ ગયા.

## ☆ નમ્રતાનું મહત્વ :

હદીસે પાકમાં છે, બુખારી શરીફની રિવાયત છે કે અલ્લાહ તઆલા નમ્રતાવાળો છે અને બધા કામોમાં નમ્રતા પસંદ કરે છે. એક હદીષે પાકમાં છે કે દરેક સરળતા અને નરમી કરનાર વ્યકિત પર જહન્નમને હરામ કરી દેવામાં આવે છે. તબરાની શરીફની રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે બેશક અલ્લાહ તઆલા નમ્રતાને પસંદ કરે છે, અને તેના પર રાજી થાય છે અને તેના ઉપર એવી મદદ કરે છે જે સખ્તાઈ પર નથી કરતો. હવે આ ઘણી મહત્વની વાત છે કે અલ્લાહ તઆલા નમ્રતા પર એવી મદદ ફરમાવે છે કે તે સખ્તાઈ પર ફરમાવતો નથી, તેનો અર્થ એ થયો કે બાળકો સાથે પ્રેમ અને હૂંફનું વર્તન કરશો તો તે વહેલી કેળવણી પામશે, સખ્તાઈનું વર્તન દરેક વખતે કરશો તો તેઓ વહેલી કેળવણી નહિ પામે. પ્રેમ નમ્રતાના કારણે હોય છે, બાળકોથી તો જે નમ્રતાથી વાત કરે છે, બાળકો તેના જ થઈ જાય છે, માટે માતા પ્રેમ અને મમતા આપશે તો સંતાનોમાં અપનાઈયત (પોતીકા પણું) આવશે, પછી તેઓ માની વાત પણ માનશે.

## (૩) યોગ્ય સમયે વાત કરવીઃ

આપે સાંભળ્યું હશે કે સમયસરની વાત સોનાની લગડી જેવી હોય છે.

ખરા સમયે બંદો વાત કરી દે તો તેની અસર વધારે થાય છે, તો સંતાનો સાથે કસમયે જો વાત કરશો તો તેઓ નહિ સાંભળે.

હવે તે અવસરો કયા છે? સાંભળો, આપે અનુભવ્યું હશે કે સંતાનો જયારે મા–બાપ સાથે મુસાફરી કરે છે તો રસ્તામાં, કારની અંદર, ગાડીમાં, તે સમયે તેઓ ઘણા પ્રશ્નો કરે છે, એટલા માટે કે બાળકોનો તે સમયે વાત સ્વીકારવાનો મૂડ હોય છે, માટે તે શ્રેષ્ઠ તક હોય છે તેમની સાથે વાત કરવાની, બાળકો એક એક વાત પૂછી રહયા હોય છે કે અમ્મી ! આ શું છે? અબ્બા આ શું છે? આ એવું કેમ છે ? તે સમયે બાળકનો શીખવાનો મૂડ હોય છે, જયારે બાળક એવા મૂડમાં હોય કે તે પોતે વાતો પૂછી રહયો હોય તો તે શ્રેષ્ઠ સમય છે તેની સાથે વાત કરવાનો, વાતને તેનો મગજ સ્વીકારે છે, અલ્લાહના વહાલા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવા પ્રસંગોની નસીહત ફરમાવી, તેની દલીલ હદીષે પાકથી છે. ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ ખચ્ચળ પર સવાર હતો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

હે છોકરા! يَا غُلَامُ

તું અલ્લાહના આદેશોની રક્ષા કર, અલ્લાહ તઆલા તારી રક્ષા કરશે. اِحْفَظِ اللّٰهَ يَحْفَظْكَ

અને તું અલ્લાહનું ધ્યાન કર, તું એને પોતાની સામે દરેક સમયે પામશે. اِحْفَظِ اللّٰهَ تَجِدْهُ تُجَاهَكَ

જુઓ, અલ્લાહના પ્રિય હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કેટલી સારી વાત સમયસર ફરમાવી અને આ વાત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના દિલમાં બેસી ગઈ.

એજ રીતે અબ્દુલ્લાહ બિન જાફર (રદિ.) ફરમાવે છે કે હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે સવારી પર જઈ રહયો હતો, તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જુઓ! જયારે કુદરતી હાજત માટે જવું હોય તો જયાં ખજૂરના ઝાડોનો જથ્થો હોય છે, તે જગ્યા પરદાવાળી મને વધુ પસંદ છે. તો રસ્તાઓમાં, સવારી વખતે બાળકો

સાથે જો કોઈ વાત કરવામાં આવે, તો તેના માનસ પર જલ્દી અસર કરે છે.

બીજો સમય રાત્રે સૂવાનો હોય છે, આપે જોયું હશે કે સૂતી વખતે બાળકો પોતાની મા સાથે વાતો કરવા ઈચ્છે છે, કંઈક સાંભળવા ઈચ્છે છે તો કેટલીયે માતાઓને જોઈકે તેઓ મરઘીની વાર્તા સંભળાતી હોય છે, કોઈ ગરોળીની વાર્તા કહે છે. આ સમયને નષ્ટ કરે છે. તે શ્રેષ્ઠ સમય હોય છે સંતાનોની કેળવણીનો. તો સ્ત્રીઓને જોઈએ કે તેઓ નબીઓના કિસ્સા વાંચે, અવલિયાની ઘટનાઓ સંભળાવે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સીરતનું અધ્યયન કરે અને સૂતાં સમયે બાળકોને તે ઘટના સંભળાવે, જે તેમની કેળવણીનું મધ્યમ બને. એક ત્રીજો સમય હોય છે જ્યારે બાળક જમતો હોય છે, તે સમયે પણ બાળક ખૂબ વાતો કરે છે અને પૂછયા કરે છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જમવાના સમયે પણ નસીહતો ફરમાવી છે. બુખારી શરીફની રિવાયત છે કે ઉમર બિન અબી સલમા (રદિ.)થી નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

كُلْ بِيَمِيْنِكَ وَ كُلْ مِمَّا يَلِيْكَ

પોતાના જમણા હાથે જમો અને પોતાની નજીકથી ખાવો

તેઓ કહે છે હું વાસણમાં જ્યાં થી મન થતું ત્યાંથી ગોશ્ત ઉપાડીને ખાઈ રહયો હતો તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પ્રેમથી નસીહત કરીકે જમણા હાથથી ખાઓ અને પોતાની નજીકથી ખાઓ તો આ ખાવાનો સમય પણ બાળકોને સમજાવવાનો શ્રેષ્ઠ સમય હોય છે અને એક ચોથો સમય માંદગીનો હોય છે, જ્યારે પણ બાળકની તબિયત નરમ હોય છે તો બાળકનું દિલ મીણની જેમ નરમ થઈ જાઈ છે અને તે પ્રેમ ઈચ્છે છે, જો તે સમયે મા તેની સાથે બેસીને પ્રેમની વાત કરી લે તો તે વાતને જલ્દી માની લે છે, તેવા સમયે પણ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બાળકોને નસીહત ફરમાવી છે.

હદીષે પાકમાં છે કે એક યહૂદીનો એક પુત્ર હતો, તે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે આવીને બેસતો અને આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખૂબ પસંદ કરતો હતો. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેની સાથે પણ પ્રેમનો સંબંધ રાખતા, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને ઈસ્લામની દાવત ક્યારેય આપી નહિ. એક દિવસ તે બાળક બીમાર થઈ ગયો તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જાણ થઈ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તે છોકરાની ઈયાદત કરવા જઈએ, માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)તેના ઘરે પધાર્યા, યહૂદી પિતા ઘણો ખુશ થયો કે મારા પુત્રની ઈયાદત કરવા માટે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પધાર્યા છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મલકાઈને તેની સાથે વાત કરી, છોકરો પણ ઘણો ખુશ થઈ ગયો. એવા સમયે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જોયું કે હવે તેનું દિલ પ્રેરિત છે તો ફરમાવ્યું કે છોકરા! હું તને ઈસ્લામ સ્વીકારવાની દાવત આપું છું, જ્યારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વાત ફરમાવી, તે છોકરાએ પિતા સામે જોયું. પિતાના દિલ પર પણ અસર થઈ તે કહેવા લાગ્યો કે દીકરા! અબુલ કાસિમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વાતનો ઈન્કાર ન કરો માટે તે છોકરાએ કલ્મો પઢયો અને થોડાક સમય પછી તેનું અવસાન થઈ ગયું. તો બીમારીનો સમય બાળકોને સમજાવવાનો સમય સારો હોય છે.

## (૪) માનસિક સ્તર પ્રમાણે વાત કરોઃ

كَلِّمُوا النَّاسَ عَلٰى قَدَرِ عُقُوْلِهِمْ

લોકોથી તેમની બુધ્ધિ પ્રમાણે વાત કર્યા કરો.

તો બાળકોનું મગજ નાનું હોય છે, માટે તેમને વાત પણ ઘણી *Simplify* (સરળ) કરીને ઘણું સમજાવીને સરળ બનાવીને કરવી પડે છે. સામાન્ય રીતે માતાઓ એક વાત કહી દે છે અને જો બાળક નહિ સમજે તો દમ દાટી આપે છે, આ રીતે કામ નહિ ચાલે. બાળકોના માનસિક સ્તર મુજબ વાત કરો.

માટે, તેની દલીલ હદીષે પાકમાં મળે છે. નબીએ કરીમં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે બદ્ર માટે તશરીફ લઈ ગયા તો માર્ગમાં એક જગ્યાએ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબા (રદિ.)ને મોકલ્યા કે જાઓ અને દુશ્મનના લશ્કરની ખબર લઈને આવો, તો સહાબા (રદિ.)ને એક છોકરો મળી ગયો, જે કુફ્ફારના લશ્કરમાં રહેતો હતો અને તેને તેમના વિશે બધી ખબર હતી. સહાબા (રદિ.)એ તેને પકડી લીધો, તેને પૂછયું કે બતાવો ભાઈ, એ કાફિરોની સંખ્યા કેટલી છે? તે કયારેક કંઈ બતાવે અને કયારેક કંઈ બતાવે, સહાબા (રદિ.)એ સખ્તાઈ કરી એટલે સુધી કે તેને માર માર્યો, પરંતુ તે બતાવી ન શકયો કે તેઓ કેટલા છે? કયારેક કંઈ કહેતો અને કયારેક કંઈ કહેતો. સહાબા (રદિ.) તેને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે લઈ આવ્યા. હવે મારા આકાની હિકમત અને જ્ઞાન જુઓ. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને બોલાવ્યો અને પ્રેમથી વાત કરી, તેને કહયું કે સારું એ બતાવો કે એ લોકો દિવસમાં કેટલા જાનવરો ઝિબહ કરે છે? તેણે કહયું નવ અથવા દસ જાનવરો ઝિબહ કરે છે. તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એક જાનવરનો માંસ સો માણસો ખાઈ લે છે, તો ખબર પડી કે એ લોકો નવસોથી એક હજાર આશરે હશે. હવે જુઓ! જાનવરોની સંખ્યા ઓછી હતી. બાળકને ખરો અંદાજ કાઢવો સરળ હતો, પરંતુ આખા લશ્કરની સંખ્યાનો અંદાજ કરવો બાળક માટે મુશ્કેલ હતો. માટે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કેટલી વિદ્વતા ભરી પધ્ધતિ અપનાવી કે તેને પૂછયું કે એ બતાવો કે કેટલા જાનવર ઝિબહ કરવામાં આવે છે? કેટલા ઊંટ ઝિબહ કરવામાં આવે છે? તેણે કહયું નવ અથવા દસ ફરમાવ્યું કે એક હજાર જેટલા છે.

એજ રીતે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં એક બાંદી (દાસી) આવી, તે અભણ હતી. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને પૂછયું કે અલ્લાહ કયાં છે, તેણે આંગળીથી આકાશ તરફ ઈશારો કર્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તેણે

જેમકે કલ્મો પઢયો, માટે મુસલમાન બની ગઈ તેની સમજ એટલી જ હતી.

એક વાર એક હબશણ બાળા હતી તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને હબશી ભાષાનો શબ્દ કહીને પોકાર્યા. એ બાળકી ઉમ્મે ખાલિદ હતી. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમના ઘરે ગયા, તેની માએ તેને કુર્તો બદલાવ્યો તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને કહયું કે ઉમ્મે ખાલિદ તમારો કુર્તો સના છે. "સના" આ હબશી ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ સુંદર થાય છે, તો જુઓ અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)તે નાનકડી બાળા સાથે તેની જ ભાષામાં વાત ચીત ફરમાવે છે.

## (૫) સ્પષ્ટ વાત કરવીઃ

પાંચમો સિધ્ધાંત સ્પષ્ટ વાત–ચીત કરવી. ઘણી વખત આપણે વાતો કહી દઈએ છીએ અને આપણા તો બેકગ્રાઉન્ડમાં ઘણી બધી વસ્તુઓ હોય છે, પરંતુ બાળકનું તો બેક ગ્રાઉન્ડ હોતું નથી, માટે બાળકથી તદન સ્પષ્ટ શબ્દોમાં વાત કરવી પડે છે. સ્ટષ્ટ વાત–ચીત કરવી પડે છે.

હદીષે પાકમાં છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું અનસ (રદિ.)ને કે હે દીકરા! જો સવાર–સાંજ એ રીતે પસાર કરી શકો કે તમારા દિલમાં કપટ (કીનો) ન હોય તો આ મારી સુન્નત છે અને જે મારી સુન્નત પર અમલ કરશે, તે જન્નતમાં મારી સાથે હશે. હવે જુઓ, વાતને સમજાવી, પરંતુ કેટલી સ્પષ્ટ અને સાફ સાફ વાત ફરમાવી કે એક તો હે દીકરા કહીને આકર્ષયા અને બીજું એ જણાવ્યું કે સવાર–સાંજ એવી હાલતમાં પસાર કરી શકો કે તમારા દિલમાં કોઈના માટે કપટ ન હોય એવું કરીલો પછી આગળ એ પણ કહયું આ મારી સુન્નત છે, અર્થાત મારી રીત છે અને પછી આગળ એ પણ જણાવ્યું કે જે મારી સુન્નત પર અમલ કરશે તે જન્નતમાં મારી સાથે હશે. હવે આ વાત સાંભળીને અનસ (રદિ.) માટે તેના પર અમલ કરવું કેટલું સરળ થઈ ગયું, માટે સ્પષ્ટ વાત–ચીત કરવી જોઈએ.

કુર્આન મજીદમાં સૂરએ લુકમાનની અંદર હઝરત લુકમાન

(અલયહિસ્સલામ)ની નસીહતો છે, તેમણે કેટલી સ્પષ્ટ વાત કહી:

يَا بُنَيَّ لَاتُشْرِكْ بِاللّٰهِ

આ નસીહતો વાંચો અને તેનાથી બોધ પ્રાપ્ત કરો કે મા–બાપે પોતાના બાળકો સાથે કઈ રીતે સ્પષ્ટ વાત–ચીતની સાથે નસીહત કરવી જોઈએ.

## (૬) ઘટનાઓ અને બીનાઓનું વર્ણન કરવું:

છઠ્ઠો સિધ્ધાંત વાકેઆત બયાન કરવા, માટે ઘટનાઓ સાંભળીને માણસને આશ્વાસન પણ મળે છે અને અમલ કરવાનું પણ મન થાય છે. અલ્લાહ તઆલાએ કુર્આન મજીદમાં ફરમાવ્યું:

﴿وَ كُلًّا نَقُصُّ عَلَيْكَ مِنْ اَنْبَاءِ الرُّسُلِ مَا نُثَبِّتُ بِهٖ فُؤَادَكَ﴾

માટે કુર્આન મજીદમાં યૂસુફ અલયહિસ્સલામની ઘટના, મૂસા (અલ.)ના બનાવો, અસહાબે કહફની ઘટના, આ જેટલા વાકેઆત બતાવવામાં આવ્યા છે, આ ફકત સમય પસાર કરવા માટે નથી, બોધ આપવા અને સમજાવવા માટે છે, બાળકોને પણ ઘટનાઓ થી વાત વહેલી સમજમાં આવે છે. આપ પણ પોતાના બાળકોને વાકેઆત સંભળાવ્યા કરો, કિસસુનનબિય્યીન માંથી વાંચીને કિસ્સાઓ સંભળાવો, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મેઅરાજની ઘટના, જન્નત અને જહન્નમની માહિતીઓ, આ બધી વસ્તુઓ સંભળાવો, બાળકો ખૂબ શોખથી સાંભળે છે.

આ બંદાને યાદ છે કે સૈફુલ્લાહ (હઝરતના સાહિબ ઝાદા) ઘણો નાનો હતો. ત્રણ–ચાર વર્ષની ઉમર હશે, તે એકવાર મારી પાસે આવીને બેસી ગયો. મેં તેની સામે જન્નતનું વર્ણન જરા વિગતવાર કર્યુ કે જન્નત આવી હશે, આ રીતે અલ્લાહનો દીદાર થશે, જ્યારે પંદર–વીસ મીનીટ સુધી મેં જન્નતનો વિષય તેની સમક્ષ ખોલ્યો તો સાંભળીને એટલો સંતુષ્ટ થયો, કહે છે કે અબ્બુજી! પછી જઈએ જન્નતમાં? તો જુઓ હમણા બાળક સામે વાત કરી અને હમણા જ જંન્નતમાં જવાનું એનું મન કરે છે, માટે વાકેઆત બયાન કરવા, આ પણ બાળકોની કેળવણી માટે એક ખૂબ જ શ્રેષ્ઠ સિધ્ધાંત છે.

ઉદાહરણ તરીકે બની ઈસ્રાઈલના ત્રણ લોકો હતા, એક માણસ કોઢ (સફેદ દાગ)નો રોગી હતો, બીજો માણસ ટાલિયો હતો અને ત્રીજો માણસ આંધળો હતો. આ બધા પરેશાન જીવન પસાર કરી રહયા હતા એક સજજન કોઢવાળા રોગી પાસે આવ્યો અને કહયું તારો શું હાલ છે ? તેણે કહયું કે શું હાલ જણાવું, હું તો રોગી છું લોકો મારી સિકલ જોવા પસંદ નથી કરતા, મારો ધંધો પણ ચાલતો નથી, તે સજજને દુઆ આપી, કોઢનો રોગ જતો રહયો, અલ્લાહ તઆલાએ તેને ઊંટણી અતા ફરમાવી અને તેમાં એટલી બરકત થઈ કે થોડાક સમય પછી હજારો ઊંટો અને ઊંટણીઓનો માલિક બની ગયો, પછી બીજા બંદા પાસે ગયો, પુછયું શું હાલ છે ? તેણે કહયું માથે વાળ નથી , લોકો મારી મશ્કરી કરે છે, ધંધો પણ ચાલતો નથી, તેણે દુઆ આપી, અલ્લાહ તઆલાએ સુંદર વાળ અતા ફરમાવ્યા અને એક ગાય પણ આપી, ગાયનું વંશ એટલું વધ્યું કે હજારો ગાયોનો માલિક બની ગયો, ત્રીજા પાસે ગયો, આંધળાને પૂછયું કે હાલ કેવા છે? તેણે કહયું, મિયાં! લોકો માટે તો રાત્રે અંધકાર હોય છે, મારા માટે તો દિવસે પણ અંધકાર છે, દર–દરની ઠોકરો અને ધક્કા ખાઉં છું, લોકોથી ટુકડા માંગુ છું. આ મારી કોઈ જિંદગી છે? તેણે દુઆ આપી, અલ્લાહ તઆલાએ તેની દૃષ્ટિ સારી કરી દીધી અને એક બકરી આપી. તે બકરી એટલી વધી કે તે હજારો બકરીઓનો માલિક બની ગયો. એટલે સુધી કે એક સમય આવ્યો ત્રણેય માણસો બની ઈસરાઈલના મોટા ધાનિક બંદા કહેવડાવવા લાગ્યા. હવે મહેલો બનાવી લીધા. નોકર–ચાકર છે, લોકો છે, સેવા કરનારા છે, ખાવાનું છે, મોજ મજા છે. જયારે આ લોકો નેઅમતોનું જીવન જીવવા લાગ્યા તો તે બંદો પહેલાંની પાસે આવ્યો અને કહયું કે હું મોહતાજ છું, આપની પાસે ઘણું બધું છે, એક સમય હતો કે આપની પાસે કંઈ પણ નહોતું, હવે અલ્લાહ તઆલાએ આપને એટલું બધું આપ્યું છે, મને અલ્લાહના નામ પર આપી દો, તેને ખૂબ ગુસ્સો આવ્યો અને કહયું કે તમે એ કઈ રીતે કહયું કે મારી પાસે કશું હતું નહિ? હું ધનવાન બાપનો દીકરો, મારા પિતા ફલાણા ધનિક, મારા દાદા ફલાણા ધનિક, જતા રહો અહીંથી, તેણે અપમાન કરીને

બહાર કાઢી મૂકયો. જ્યારે તે જવા લાગ્યો તો કહયું, સારું મિયાં! જેવા તમે હતા અલ્લાહ તેવા જ તમને કરી દે, હવે તે ફરીથી કોઢનો રોગી બની ગયો અને રોગ એવો ફેલાયો કે તેના બધા પશુ મરી ગયા. પછી તે સજજન બીજાની પાસે ગયો, તેને કહયું ભાઈ! મોહતાજ છું, અલ્લાહના નામ પર કંઈક આપી દો. એક સમય હતો કે તમારી પાસે કશું જ હતું નહિ, હવે તો ઘણું બધું છે. તેણે કહયું, ખબરદાર! જે તમે વાત કરી, મારી પાસે મફતનો માલ આવેલો નથી, મેં મહેનતથી કમાવ્યું છે. હું તો એટલો સારો બિઝનેસમેન છું, ફલાણાથી ડીલ કરી હતી તો મને એટલું મળ્યું, ફલાણાથી ડીલ કરી તો એટલો પ્રોફીટ થયો આ ખુન અને પરસેવાની કમાણી છે. તમે કઈ રીતે કહો છો કે તમારી પાસે કશું જ ન હોતું? તો તે સજજને કહયું, મિયાં નારાજ ન થાવ, તમે જેવા હતા અલ્લાહ તમને તેવા જ કરી દે. હવે આ ફરીથી ટાલિયો બની ગયો અને જેટલી ગાયો હતી તે બધી મરી ગઈ. પછી ત્રીજા પાસે ગયો, તેને કહયું કે હું મોહતાજ છું, અલ્લાહના નામે કંઈક આપી દો, એક સમય હતો કે તમારી પાસે કશું જ ન હોતું, આજે આટલું બધું છે, જ્યારે તેણે આ વાત કહી તો તે માણસના આંખમાં અશ્રુ આવી ગયા, તેણે કહયું કે મારા ભાઈ! તમે તદન સાચું કહયું છે, હું તો આંધળો હતો, હું તો ઠોકરો ખાતો હતો, ટુકડા માંગી માંગીને લોકોથી લેતો હતો. કોઈ અલ્લાહના બંદાએ દુઆ આપી, અલ્લાહ તઆલાએ દષ્ટિ પણ આપી અને એટલી બકરીઓ પણ મને અતા ફરમાવી આજે તે અલ્લાહના નામે માંગવા આવ્યા છો, આ બે પર્વતો વચ્ચે આખા મેદાનમાં જેટલી બકરીઓ છે, જેટલી ઈચ્છો અલ્લાહના નામ પર લઈ લો. જ્યારે તેણે આ વાત કહી તો તે સજજને કહયું કે મુબારક થાય, હું તો ફરિશ્તો છું. અલ્લાહ તઆલાએ ત્રણ બંદાઓની પરીક્ષા માટે મોકલ્યો હતો, તે બંદા પોતાની અવકાત ભૂલી ગયા, અલ્લાહ તઆલએ નેઅમતો પાછી લઈ લીધી, તમે પોતાની ઔકાત ને યાદ રાખી, અલ્લાહ તઆલા તમારા માલમાં હજી બરકત અતા ફરમાવે. માટે તે માણસ સમગ્ર જીવન નેઅમતમાં પસાર કરતો રહયો. હવે જો બાળકને આ કિસ્સો સંભળાવો અને પછી તેને એ જણાવો કે અલ્લાહ તઆલા આપણને જે

નેઅમતો આપે છે, આપણે તેના નામ પર ખર્ચ કરવું જોઈએ, તો બાળકમાં કેવી ભાવના જન્મશે? તે કહેશે કે અમ્મી! સઘળું ખર્ચ કરી નાખો, એ જ રીતે નબીઓ અને વલીયોના કિસ્સાઓ સંભળાવીને તેનો સાર કાઢો અને બાળકને શિખવાડો કે આવું હોવું જોઈએ અને પછી બાળક પર વાત જલ્દી અસર કરે છે અને તે વાત તેના મગજમાં ઉતરી જાય છે.

## (૭)પ્રયોગાત્મક પધ્ધતિઃ

સાતમો સિધ્ધાંત અમલી અને પ્રયોગાત્મક પધ્ધતિ છે. પ્રયોગાત્મક પધ્ધતિનો અર્થ હોય છે કે ઘણીવાર કોઈ કામ બાળકને કરીને દેખાડવું પડે છે. જ્યારે પ્રયોગ કરવામાં આવે છે, અથવા દેખાડવામાં આવે છે તો બાળક જલ્દી શીખી જાય છે. જે રીતે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબા (રદિ.)ને ફરમાવ્યું કેઃ

صَلُّوا كَمَا رَأَيْتُمُونِي أُصَلِّي

(તમે એ રીતે નમાઝ પઢો જે રીતે મને નમાઝ પઢતા જુઓ છો)

આ એક પ્રયોગાત્મક પધ્ધતિ છે કે કરીને બતાવવું અને પછી બીજાને કહેવું કે આ રીતે કરો, માટે મા–બાપને પણ જોઈએ કે તેઓ અમુક વખતે બાળકોને પણ કામ કરવા આ પધ્ધતિને અપનાવે અને તેમને બતાવે કે કઈ રીતે કરી શકાય, ઉદાહરણ તરીકે મા–બાપનું આદર શિખવાડવું. હવે, જો બાળકોને લઈ દાદા–દાદી પાસે ગયા તો મા–બાપ ખુદ તેમનું માન જાળવે. તેમની સાથે સારી રીતે અદબથી વાતચીત બાપ ખુદ કરે. બાળક આપો આપ સમજી લેશે કે જો તેમણે પોતાના મા–બાપની સાથે આવું વર્તન કર્યું છે તો મારે પણ પોતાના માતા–પિતાની સાથે આવી જ રીતે કરવાનું છે. આ પ્રયોગાત્મક પધ્ધતિ પણ બાળક માટે ઘણી સારી છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ આ રીતથી સહાબા (રદિ.)ને સમજાવ્યા કરતા હતા.

એક રિવાયતમાં છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક ઝાડની ડાળીને હલાવી તો તેના પાંદડા ખરી પડયા. એક

સહાબી (રદિ.) જે તેમની પાસે હતા, તેમને ફરમાવ્યું કે જુઓ! જે રીતે આ ઝાડના પાંદડા ખરી પડયાં છે, જે બંદો નમાઝ પઢે છે, તે નમાઝના કારણે તેના ગુનાહ પણ આવી જ રીતે ખરી જાય છે.

એક સહાબીને નહેરનો દાખલો આપીને સમજાવ્યું કે જો કોઈ બંદો પાંચ વખત નમાઝ પઢશે, તેના દિલ પર ગુનાહોનું મેલ પણ નહિ રહે. આ પ્રયોગાત્મક પધ્ધતિ છે, માટે અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝ પઢવા માટે મસ્જિદમાં તશરીફ લઈ જતા હતા તો એક છોકરો બકરીની ખાલ ઉતારી રહયો હતો પરંતુ તેને ખાલ ઉતારવાની સમજ નહોતી, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે તેની પાસે પહોંચ્યા તો ફરમાવવા લાગ્યો, ખસો હું તમને ખાલ ઉતારવાની રીત સમજાવું, પછી નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખાલ અને માંસ વચ્ચે પોતાનો હાથ નાખ્યો અને જ્યારે તેને જોરથી દબાવ્યો તો આપની બગલ સુધી હાથ અંદર જતો રહયો, હવે જુઓ અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે બાળકને એક કામ કરીને બતાવી રહયા છે. સુબ્હાનલ્લાહ! આ પ્રયોગાત્મક પધ્ધતિ ઘણી વાર બાળકો માટે શ્રેષ્ઠ પધ્ધતિ બની જાય છે.

## (૮) નેક કામમાં સહકાર આપવો:

આઠમો સિધ્ધાંત નેક કામમાં બાળકોની મદદ કરવી. જો બાળક નેક બનવા ઈચ્છે છે તો મા–બાપને જોઈએ કે નેક બનવામાં તેને સહકાર આપે.

તબરાનીમાં અબૂ હુરૈરહ (રદિ.)ની રિવાયત છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે જો ઇચ્છે કે તેની સંતાન નાફરમાન ન બને તો તેને જોઈએ કે નેક કામમાં બાળકોની મદદ કરે એટલે કે નેકીનું સામાન પ્રદાન કરવું જોઈએ. નેકી માટે કહી તો દેવું પરંતુ તેમને સહકાર ન આપવો આ તો કોઈ વાત નથી, માટે કેટલાયે સ્થળોએ જોયું કે બાપ પોતે તો નમાઝ પઢતો નથી અને બાળકને ધમકાવે છે કે તેં નમાઝ કેમ ન પઢી? ભાઈ! બાળકને નમાઝ પઢવાનું આપ કહી રહયા છો તો પોતે પણ તકલીફ

ઉઠાવીલો. આ બાળક સામે નમાઝ પઢશો તો બાળક પોતે આપની સાથે નમાઝ પઢવાની શરૂ કરી દેશે.

## (૯) બાળકો વચ્ચે સમાનતા જાળવવી :

નવમો સિધ્ધાંત છે બાળકો વચ્ચે સમાનતા જાળવવાનો પૂરેપૂરો પ્રયત્ન કરવો. ઘણીવાર માં–બાપ કોઈ સંતાનને ઘણું મહત્વ આપે છે, નાનો હોય કે મોટો હોય, પછી તેનાથી અન્ય બાળકોને ઈર્ષા થાય છે. તેની દલીલ કુર્આન મજીદમાં છે, જુઓ, સૈયદના યાકૂબ (અલયહિસ્સલામ)ને યૂસુફ (અલયહિસ્સલામ)થી વિશેષ પ્રેમ હતો, પરિણામ શું આવ્યું ? અન્ય ભાઈઓના મનમાં ઈર્ષા જન્મી, એ જ રીતે માં–બાપ જયારે કોઈ એક ને અગ્રતા આપવાની શરૂ કરી દેશે તો બીજાના મનમાં ઈર્ષા જન્મ લેશે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એનું ધ્યાન રાખતા હતા.

હદીસે પાકમાં છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ભોજન લઈ રહયા હતા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જમણી બાજુ એક નાનો છોકરો આવીને બેસી ગયો.અલ્લાહ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પાણી બચાવ્યું તો આપની ડાબી બાજુ મોટી ઉમરના એક સહાબી (રદિ.) બેઠેલા હતા, આપનું મન થતું હતું કે આપ તે સહાબી (રદિ.)ને પાણી આપે, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જમણી તરફવાળા બાળકથી પૂછયું કે તમે મારી જમણી બાજુ છો, તમારો હક વધુ બને છે, જો પરવાનગી આપો તો આ પાણી ડાબી બાજુવાળાને આપી દઉ. તે બાળક સમજદાર હતો, કહેવા લાગ્યો, અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! આપના વધેલા પાણીમા તો હું કોઈને પરવાનગી નહિ આપું, અલ્લાહુ અકબર, અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બાળકને પીવા માટે પાણી અતાફરમાવી દીધું, માટે ઉલમાએ લખ્યું છે કે વિના કારણે બાળકોમાં ભેદભાવ કરવો, આ હરામ છે, બધા બાળકો સરખા છે.

કેટલાયે ઘરોમાં છોકરાઓને છોકરીઓ પણ ઘણી અગ્રતા આપવામાં આવે છે. છોકરાઓને એ રીતે જુએ છે કે સમયનો રાજકુમાર છે.આ ખોટી વાત છે, છોકરો પણ સંતાન છે અને છોકરી પણ સંતાન છે, તે પણ માનવ છે, આ પણ માનવ છે, માટે મા-બાપના પ્રેમનો સંબંધ બધા છોકરાઓ અને છોકરીઓ માટે સમાન હોવો જોઈએ.

## (૧૦) સુન્નતની પાબંદી કરવી :

દસમો સિધ્ધાંત બાળકોને સુન્નતની પાબંદી સમજાવવી. માને જોઈએ કે દરેક પ્રસંગે જણાવે કે દીકરા ! આ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નત છે, પહેલાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્રેમ દિલમાં બેસાડવામાં આવે, પછી આપ જણાવશો કે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આવી રીતે કરતા હતા તો બાળક શોખથી એવું કરશે, સીરતનું ઉદાહરણ વાદળી આકાશની જેમ છે. દુનિયામાં જયાં પણ આપ જરા આંખ ઊઠાવશો તો આપને વાદળી આકાશ દેખાશે, જીવનના કોઈ વળાંક પર પણ આપ ઉભા છો, જરા આંખ ઊઠાવીને જુઓ, મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સીરત આપને વાદળી આકાશની જેમ દેખાશે, દરેક ડગલે માર્ગદર્શન, દરેક જગ્યાએ માર્ગદર્શન, જીવનનું કોઈ ક્ષેત્ર એવું નથી જેમાં મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માર્ગદર્શન ન કર્યું હોય. માટે સૌથી સરળ પધ્ધતિ એ છે કે બાળકને સુન્નતની મહાનતા સમજાવો, તેના દિલમાં સુન્નતની પૈરવી કરવાનો શોખ જન્માવો અને બતાવી દો કે મારા દીકરા! એવું કરવાનું છે, આ રીતે બાળકોની આપોઆપ કેળવણી થતી જશે.

## (૧૧) બાળકો માટે યોગ્ય રમતોઃ

અગિયારમો સિધ્ધાંત; બાળકો, બાળકોજ હોય છે, માનસિક રીતે કાચા હોય છે, તેમને રમત-ગમત પસંદ હોય છે, કહેવામાં આવે છે કે ઈમામ શાફઈ (રહ.) ઘણી નાની ઉંમરમાં દરસે કુર્આન આપવા લાગી ગયેલા અને તેમની મજલિસમાં મોટી મોટી ઉંમરના લોકો, જેઓ મશાઈખ હતા તેઓ પણ આવીને

બેસતા હતા. એક દિવસ તેઓ દરસે કુર્આન આપી રહયા હતા કે બે ચકલીઓ લડતાં–લડતાં આપની પાસે આવીને પડી ગઈ, તો જયારે આવીને પડી, તેમણે માથેથી ટોપી ઊતારી દીધી અને ચકલીઓ પર નાખી દીધી, હવે મજલિસમાં જે મોટી ઉમરના લોકો હતા તેમણે આ વાતને નાપસંદ કરી કે કુર્આન શરીફના દર્સનો અદબ હોય છે, કોઈ રીત હોય છે, આ શું ? આ તો બાળકોવાળી વાત થઈ, જયારે તેમણે આવું કહયું તો ઈમામ શાફઈ (રહ.)એ હદીસ પઢી

اَلصَّبِیُّ صَبِیٌّ وَ لَوْ کَانَ اِبْنُ نَبِیٍّ

બાળક બાળક હોય છે, ભલે કોઈ નબીનો બાળક જ કેમ ન હોય,

પછી તેમના મનમાં જે મેલ હતું તે દૂર થયું. માટે બાળકો ઘણીવાર રમત–ગમત માટે વસ્તુઓ પસંદ કરે છે, માટે તેમને એવા રમકડાં લાવીને આપો કે જેમનાથી તેઓ શિક્ષણ પ્રાપ્ત કરી શકે. આજકાલના જમાનામાં કુફ્ફારે એક નવી શિક્ષાણ પધ્ધતિ શોધી છે, તેને એનજોય મેન્ટ (*ENJOYMENT*) કહે છે. તેનો અર્થ થાય છે કે બાળક રમે પણ અને વિદ્યા પણ પ્રાપ્ત કરી લે. આ ઘણી અજબ પધ્ધતિ છે. માટે ઘરમાં જે રમકડા લાવીને આપો તે ખાલી અમથા નકામા રમકડા ન હોવા જોઈએ, એવા રમકડા લાવીને આપો કે જેનાથી બાળકો કંઈક શીખે, કંઈક પામે, આવા પ્રકારના રમકડા લાવીને બાળકોને આપવા જોઈએ.

સૈયદહ આયશા (રદિ.) નિકાહ પછી પણ ઢીંગલીઓથી રમતાં હતાં, તે ઢીંગલીઓ એવી હતી કે જેમની આંખો ન હોતી, બસ સ્વરૂપ જેવું હતું, નાની ઉમર હતી, આશરે ૯ વર્ષના હતાં તો ઢીંગલીઓથી રમતાં હતાં, અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને રમતા જોઈને ખૂશ થતા હતાં.

અબૂ ઉમૈર (રદિ.) એક નાના સહાબી હતા, છોકરા હતા, તેમણે ચકલીઓ પાળેલી હતી, જે રીતે ઘરોમાં પોપટ પાળવામાં આવે છે, મેના પાળવામાં આવે છે, તેઓ ચકલીઓ સાથે રમતા હતા.

હઝરત હસન (રદિ.)ની નજીક એક કૂતરાનું બચ્ચું હતું, તે તેમને સારું લાગતું હતું તો તેઓ રોટલી નાખી દેતા હતા. જૂઓ! તે જમાનામાં પણ કંઈને

કુંઈ રમવાનું માધ્યમ હતું, માટે આ રમકડાં અથવા આવી વસ્તુઓ બાળકોના જીવનમાં હોય છે, પરંતુ તેના ઉપર આપ વિચાર કરો કે આ વસ્તુઓ બગાડનારી ન હોવી જોઈએ. દાખલા તરીકે બાળક જો કહેતો હોય કે મને મ્યુઝિક સાંભળાવા માટે ફલાણી વસ્તુ લાવીને આપો તો એવી વસ્તુઓ લાવીને ન આપવી જોઈએ. હા, પરંતુ તે કુર્આનની તિલાવત સાંભળવા ઈચ્છે છે તો તેના માટે લાવીને આપવી જોઈએ. માટે વસ્તુઓ પણ એવી હોય કે તેમને નેક બનવામાં મદદરૂપ થાય, આજકાલની માતાઓ પોતાની વ્યસ્તતાના કારણે બાળકોને વ્યસ્ત રાખવા ઈચ્છે છે કે હું મારું કામ કરી શકું. એટલા માટે આ ટી.વી. પર કાર્ટૂન વગેરે લગાડીને આપી દે છે, આ રીતે પછી બાળકોને ટી.વી. જોવાની આદત પડી જાય છે. એના માટે વધુ સારું એ છે કે બાળકો જો થોડી મોટી ઉંમરના છે તો તેમને એક નાનો કોમ્પ્યુટર લઈને આપવામાં આવે અને તે કોમ્પ્યુટરમાં તેમને ગેમ્સ રમવાની તક આપવામાં આવે. કેટલાક પોગ્રામ એવા હોય છે કે તેમાં ગેમ્સ હોય છે. દા.ત. એક માણસ છે, તે એક જગ્યા પાર કરે છે, પછી બીજી જગ્યા, પછી ત્રીજો સ્ટેજ, પછી ચોથો સ્ટેજ. બાળકો તેમાં બેસીના રમતા રહે છે, તેમનો સમય પસાર થઈ જાય છે, આવા પ્રકારના રમકડા ટી.વી.ની સરખામણીએ ઘણા વધારે સારા છે, પરંતુ કોમ્પ્યુટરમાં ઈન્ટરનેટનું કનેકશન આપવું ના જોઈઅ. અને પોગ્રામ પણ એવા હોય જે મા–બાપ પોતે ખરીદે અને પછી બાળકોને આપે જેથી તેમાં બેપરદગીના ચિત્રો ન હોય, સંગીત ન હોય, અથવા આવા પ્રકારની વસ્તુઓ ન હોય. જો આવું કરી લેવામાં આવે તો અમે જોયું છે કે બાળકોને રમવા માટેની એક સ્થિતિથી મળી જાય છે અને તેઓ પરેશાન પણ થતા નથી કે અમારા માટે તો કરવા માટે કશું જ નથી, માટે તેમના રમકડા પણ એવા હોવા જાઈએ કે જે રમકડાથી આ બાળકો બુરાઈની અસર ન પામે.

## (૧૨) દરેક સમયે રોક–ટોકથી મનાઈ:

બારમો સિધ્ધાંત એ છે કે દરેક સમયે બાળકનું અપમાન કરવું જોઈએ નહિ. નાની નાની વાતોમાં તેમની ટીકા કરવી કે તમે બરાબર કર્યું નથી, તમે

આવું ના કર્યું, આને કેળવણી નથી કહેતા, યાદ રાખો! બાળકોને વિવેચકની જરૂર હોતી નથી, સુધારકની જરૂર હોય છે, જે પ્રેમથી વાત સમજાવે અને સુધાર કરે, એટલા માટેજ જયારે અંબિયાએ કિરામ (અલયહિમુસ્સલામ) જયારે તશરીફ લાવ્યા તો તેમણે કહયું :

اِنِّی لَکُمۡ نَاصِحٌ اَمِیۡنٌ

હું તો તમોને નસીહત કરી રહયો છું.

અલ્લાહુ અકબર, તો દરેક સમયે અપમાન કરવું અને તે પણ બાળકો સામે કરવું, આ પણ બાળકોના બગડવાનું કારણ છે, આનાથી બાળકો ઢીટ બની જાય છે. હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે તમારો દીકરો તમારા તરકશનું તીર છે, જે રીતે તમે બનાવશો, તેવો જ તે બનશે.

## ☆ હઝરત અનસ (રદિ.)ની સાક્ષીઃ

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે મે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દસ વર્ષ સેવા કરી અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દસ વર્ષમાં ન કયારેય મને માર્યો, ન ધમકાવ્યો, ન કયારેય મને કોઈ બદદુઆ આપી. આખા દસ વર્ષમાં એક પણ એવો પ્રસંગ નથી આવ્યો, સુબ્હાનલ્લાહ! આપણા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કેળવણીનો અંદાજ એટલો પ્રેમાળ હતો કે સકારાત્મક શૈલીમાં જ બાળકને વાત સમજાવતા રહેતા. કયારેય તેને ન બદદુઆ આપવાની તક આવી, ન કયારેય તેનું અપમાન કરવાની તક આવી તો તે બાળક આપો આપ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આશિક બની ગયો. આ જ રીતે મા–બાપ પણ સકારાત્મક શૈલી અપનાવે, જો બાળકે કોઈ કામ ઉંધું કરી લીધું તો તેને ધમકાવવાના બદલે સમજાવીને વાત કરો કે દીકરા ! જો તમે આમ કરતા તો વધુ સારૂ થાત, તો બાળક સમજી જશે કે હા, મારે આવું જ કરવું જોઇએ.

## ☆ દ્રાક્ષની માંગણી :

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શૈલી જુઓ,હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે હું મારી વાલિદહની પાસે હતો, તેમને પાસે દ્રાક્ષની એક લૂમ હતી, તેમણે મને આપી અને કહયું, અનસ! જાઓ અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જઈને આ હદિયો આપી દો. કહે છે કે હું દ્રાક્ષની લૂમ લઈને નિકળ્યો તો મારા મનમાં વિચાર આવ્યો કે દ્રાક્ષ કેવી છે, ખાટી કે મીઠી ? તો મેં એક દ્રાક્ષ તોડીને મોઢામાં નાખી દીધી, તે ખૂબ મીઠી હતી, ખૂબ મજેદાર લાગી, મેં બીજી તોડીને તે પણ મોઢામા નાખી દીધી, હવે હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તરફ પણ જઈ રહયો હતો અને એક એક કરીને દ્રાક્ષ પણ ખાતો જઈ રહયો હતો, એટલે સુધી કે આખી લૂમ ખતમ થઈ ગઈ. કહેવા લાગ્યા કે હું ચટ કરી ગયો અને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કહયું પણ નહિ. ઘણા સમય પછી મારી વાલિદહ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયાં તો વાતો–વાતોમાં પૂછયું કે યા રસૂલલ્લાહ! મેં દ્રાક્ષ મોકલી હતી, આપને પસંદ આવી? તો અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કહયું કે મને તો મળી નથી, કહે છે કે મારું રહસ્ય ખુલી ગયું તો હવે મેં સમગ્ર વાત જણાવી દીધી કે મેં તો બસ એક દ્રાક્ષ ખાવાની શરૂ કરી હતી અને બસ ચાલતાં ચાલતાં બધી ખલાસ થઈ ગઈ, તો અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મલકાયા અને મને કંઈ દાટી આપી નહિ, કંઈ ન કહયું, ફરમાવ્યું કે તે પછી કયારેક કયારેક અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મુસ્કુરાવીને મારી તરફ જોતા અને મારો કાન પકડીને કહેતા કે અનસ! મારી દ્રાક્ષની લૂમ લાવો.

તો જુઓ ઈસ્લાહની કેટલી પ્રેમાળ પધ્ધતિ છે કે સ્મિત પણ આપે છે અને વાત પણ એવી કરી રહયા છે કે બાળક તેને એન્જોય કરી રહયો છે અને તેને સમજાવી પણ રહયા છે કે આ અમાનત હતી અને તમારે પહોંચાડવી જોઈતી હતી.

તો આ બાર સિધ્ધાંતો જો આપણે મગજમાં રાખીએ, આ કેળવણીના સામાન્ય સિધ્ધાંતો છે, હવે તે તે પછી બાળકની દીની કેળવણી કેવી રીતે કરવી? અખ્લાકી કેવી રીતે કરવી? સામાજિક કેવી રીતે કરવી? તેના માટે જુદા જુદા શીર્ષક હેઠળ પધ્ધતિઓ જણાવવામાં આવશે, આશા છે કે આ બાર સિધ્ધાંતો આપ યાદ રાખશો અને તે પ્રમાણે બાળકોની કેળવણી કરવા પ્રયત્ન કરશો. અલ્લાહ તઆલા આપના બાળકોને આપની આંખની ટાઢક બનાવી દે. આમીન

و آخر دعوانا ان الحمد لله رب العالمین



# સંતાનોની માનસિક કેળવણી

اَلْحَمْدُ لِلّٰهِ وَ كَفٰى وَ سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى،اَمَّا بَعْدُ:

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ    بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

﴿رَبِّ هَبْ لِیْ مِنَ الصّٰلِحِیْنَ﴾ (الصافات:۱۰۰)

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ۔

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

## ☆ બાળકોની માનસિક કેળવણી:

આજનું શીર્ષક છે બાળકોની માનસિક કેળવણી. ચિંતન અને વિચાર ધારાની દષ્ટિએ બાળક એક સારો માણસ બની જાય, તેને માનસિક કેળવણી કહે છે. બાળ–માનસ કોરા કાગળની જેમ હોય છે. મા–બાપ તેની સાથે જેવું વર્તન કરે છે, તેની જ છાપ તેના માનસ પર ઉપસતી જતી હોય છે. આશ્ચર્યની વાત છે કે દૂધ પીતું બાળક જે બોલતું નથી, ચાલી શકતું નથી, પરંતુ જો આપ તેને મલકાઈને બોલાવશો તો તેને પણ ઓળખે છે, આ નાનકડા બાળકને પ્રકૃતિએ આ જણાવી દીધું છે કે હવે બોલાવનાર પ્રેમથી બોલાવી રહયો છે અને હવે તે ગુસ્સેથી બોલાવી રહયો છે. અમે વારંવાર તેનો પ્રયોગ કર્યો કે નાનકડા દૂધ પીતાં બાળકને પણ ગુસ્સેથી બોલાવીએ તો રડવાનું શરૂ કરી દે છે. અલ્લાહ રબ્બુલ ઈઝઝતે પ્રાકૃતિક રીતે એ બાળકને એટલી સમજ આપી દીધી કે મારાથી વાત કરનાર પ્રેમથી વાત કરી રહયો છે કે ગુસ્સેથી વાત કરી રહયો છે?

## (૧) સારા અંદાજથી પોકારવું:

બાળકની માનસિક કેળવણી માટે સૌથી પહેલો સિધ્ધાંત એ છે કે બાળકને સારી શૈલીમાં બોલાવો. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાળકોને એવા શબ્દોમાં બોલાવતા હતા કે તેમનું દિલ જીતી લેતા હતા. માટે હઝરત અનસ (રદિ.)નો એક ભાઈ હતો, તેણે ચકલી પાળેલી હતી, બુલબુલ પાળેલી હતી. એક વાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને ફરમાવ્યું:

يَا اَبَا عُمَيْرِ! مَا فَعَلَ النُّغَيْرُ

હવે નામ તો છે ઉમૈર, પરંતુ અબા ઉમૈર કહીને તેને બોલાવ્યો તો હવે તેનાથી બાળકને એહસાસ થાય છે કે મને વિશેષ સમજવામાં આવે છે, મને મહત્વ આપવામાં આવે છે અને જ્યારે બાળકને તેની મહત્તાનું એહસાસ થશે તો બાળકનું દિલ પ્રેરિત થઈ જશે, માટે જ જે માસણ બાળકો સાથે પ્રેમથી વાત—ચીત કરે છે, બાળકો તેની જ સાથે થઈ જાય છે.

એક વાર એક બાળક નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે બેસીને ભોજન જમી રહયો હતો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હે દીકરા! બિસ્મિલ્લાહ પઢો અને જમણા હાથે ખાઓ.

એકવાર ઈબ્ને અબ્બાસ (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે હતા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, હે મારા ભત્રીજા! આ હજજતુલ વિદાઅનો દિવસ હતો, અરફાતના મેદાનમાં હતા. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આ એવો દિવસ છે કે જે વ્યકિત કાન, આંખ અને જીભની સુરક્ષા કરે, અલ્લાહ તઆલા તે દિવસે તેના ગુનાહોની મગફિરત ફરમાવી દે છે.

અનસ (રદિ.) નાનકડા બાળક હતા, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં રહેતા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણી વાર એમને હે દીકરા! કહીને પોકારતા હતા, હવે નામથી

પોકારવું પણ સારી વાત છે પરંતુ જો તેને ભત્રીજો કહો, દીકરો કહો, તો તેમાં વધુ પોતીકા પણાંનો એહસાસ થાય છે, માટે જ લુકમાન અલૈહિસ્સલામે પોતાના દીકરાને જ્યારે વસિયત ફરમાવી તો ફરમાવ્યુંઃ યા બની, હે મારા દીકરા! વાત જ જુઓ કે કેટલી દિલને પ્રેરિત કરનારી છે, માટે આ વાત યાદ રાખી લો કે તફાવત તો થોડોક જ હોય છે, પરંતુ પોતીક પણા વાળો શબ્દ વાપરશો તો બાળકનું દિલ નીકટ આવી જશે, પહેલાં બાળકનું દિલ મેળવો, પછી જે કામ તેને કહેશો બાળક કરવા માટે હાજર રહે છે.

માટે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અનસને ફરમાવ્યું, હે દીકરા! જો તમે એવી હાલતમાં સવાર અને સાંજ કરી શકો કે તેમારા મનમાં કોઈ કપટ ન હોય તો કરો, આ મારી સુન્નત છે અને જે મારી સુન્નત પર અમલ કરશે તે જન્નતમાં મારી સાથે હશે.

કયારેક કયારેક નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ધ્યાન આકર્ષિક કરવા એવી વાત કરતા હતા, જે હકીકત પણ હતી, અને બાળકો પણ હસી પડતા હતા.

એક વાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અનસ (રદિ.)ને પોકાર્યાઃ

يَا ذَا الْأُذُنَيْنِ

હે બે કાનો વાળા!

હવે બે કાન તો દરેક માણસના હોય છે, પરંતુ જ્યારે બે કહીને પોકારશો કે હે બે કાન વાળા, તો બાળક તેને એન્જોય કરશે.

ઘણી વાર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નામને બદલી દેતા હતા. સલમા (રદિ.)ની દીકરી ઝૈનબ હતાં, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને ઝુવયનબ ફરમાવતા હતા. આ રીતે બાળકના નામમાં ફેરફાર કરી દેવો, નામને પોતીકા પણાંની શૈલીમાં અદા કરી દેવું, તેનાથી બાળકમાં પોતીકાપણું જન્મે છે, પછી તે બાળક ધ્યાનથી વાતને સાંભળે છે, પોતાનું સમજશે તો નસીહત યાદ રાખશે, માટે મા–બાપને જોઈએ કે બાળકને

સંબોધન કરે તો હંમેશ સારી રીતે સંબોધે. આપ જોશો કે મોટો માણસ હોય તેને કોઈ વ્યકિત શુષ્ક શબ્દો માં સંબોધે તો કેટલો ગુસ્સો આવે છે? તે એવું મહેસૂસ કરે છે કે તેણે તો મારું માન જાળવ્યું નથી, તો જ્યારે મોટી ઉમરનો માણસ ઈચ્છે છે કે તેને માનપૂર્વક બોલાવવામાં આવે, તેને જયારે કોઈ માનપૂર્વક બોલાવે તો તેને ખુશી થાય છે, નાના બાળકનો મામલો પણ આવો જ છે, માટે પહેલો સિધ્ધાંત એ છે કે સારી પધ્ધતિથી બાળકને બોલાવવામાં આવે.

માટે મુગૈરહ બિન શુઅબા (રદિ.) બાળપણની ઉંમરમાં હતા. તેઓ ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી દજજાલ વિશે જેટલી વિગતો મેં પૂછી, એટલી કોઈ અન્યે પૂછી નથી. અર્થાત આ ટોપીક તેમને સારો લાગ્યો તો તેમણે તેની વધુ માહિતી પ્રાપ્ત કરી. જ્યારે પણ મુલાકાત થતી દજજાલ વિશે કંઈક પૂછી લેતાં, તેઓ ફરમાવે છે એક વાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને પણ ફરમાવ્યું, હે મારા દીકરા! અહીંથી આ મસઅલો નીકળ્યો કે જરૂરી નથી કે વંશમાં દીકરો હોય તેને જ દીકરો કહી શકાય. ઉર્ફમાં દરેક બાળકને દીકરો કહી શકાય. દાખલા તરીકે એમ બોલાવીએ કે દીકરા અહીં આવો, દીકરા! તમે આવું કરો, તો આ શબ્દો એવા છે કે જેમનાથી બાળકોનું ધ્યાન આકર્ષિત થાય છે અને વાત સાંભળવા માટે તૈયાર થઈ જાય છે.

## (૨) બાળકોનું દિલ જીતવું:

બીજી વાત એ છે કે બાળકોનું દિલ ખુશ કરો, અમલ પણ એવું કરવામાં આવે કે બાળકનું દિલ ખુશ થઈ જાય.

માટે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે કોઈ બાળકને દૂરથી જોતા તો ઘણી વખત તેને પોતાની તરફ બોલાવતા. હદીષ શરીફમાં છે કે સૈયદના હસન (રદિ.) બાળક હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નજર પડી તો આમ તેમ રમી રહયા હતા. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નીચે બેસી ગયા અને બન્ને હાથ

ફેલાવ્યા અને પોતાની પાસે બોલાવ્યા, હવે જ્યારે બાળક એ મહેસૂસ કરશે કે પ્રેમના લીધે બન્ને હાથ ફેલાવ્યા છે તો બાળક દોડીને આવશે, માટે હસન (રદિ.) દોડીને આવ્યા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના બાહુપાશમાં લઈ લીધા અને છાતીએ ચોંટાવ્યા અને ચુંબન આપ્યું, બાળકનું સ્વાગત કર્યું, માટે જ બાળક જ્યારે શાળાએથી આવે તો માં પોતાના કામમાં જેટલી પણ વ્યસ્ત હોય અડધી મીનીટ, એક મીનીટ કાઢીને તે બાળકનું સ્વાગત અવશ્ય કરો. તેને Welcome અવશ્ય કહો, તેને પ્રેમથી બોલાવો. તેના પર પ્રેમની દષ્ટિ નાખો. બાળક પર જ્યારે પ્રેમથી નજર પડે છે તો તેને પોતાના માથે એક છત્રીની લાગણી થાય છે. એક છાંયડો મેહસૂસ થાય છે કે મારો કોઈ વડીલ છે, જે મારું ધ્યાન રાખનાર છે, હું તેનોજ છું આ પોતીકા પણાની લાગણી બાળકના વ્યકિતત્વમાં મા સુંદરતા જન્માવે છે અને જો આવો પ્રેમ બાળકને આપવામાં ન આવે તો તેની અંદર વંચિત રહી જવાની લાગણી પેદા થાય છે માટે ઘણા પરિવારોમાં બાળકો ચુપચાપ રહે છે, ઉદાસ–ઉદાસ દેખાય છે. બીજાને જોઈને ડરી જાય છે, વાતો નથી કરતા. આ બધી નિશાનીઓ જણાવે છે કે તે બાળકનો ઉછેર યોગ્ય રીતે થઈ રહયો નથી. માટે, મા–બાપને જોઈએ કે પ્રસન્નતા પ્રગટ કરે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે જ્યારે કોઈ બાળક હાજર થતો તો તેને ચુંબન અવશ્ય આપતા. આ ચુંબન ગજબની વસ્તુ છે કે બાળકના દિલમાં પોતીકાપણાનો એહસાસ જન્માવે છે, એક ચુંબન ઘણીવાર બાળકના દિલને આકર્ષે છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કયારેક કપાળ પર ચુંબન આપતા, કયારેક ગાલ પર ચુંબન આપતા અને પછી તે બાળકને ઘણીવાર પોતાના ખોળે બેસાડતા, પછી બાળકની સાથે મજાક અને મશ્કરી ફરમાવતા અને બાળકના માથે પ્રેમથી હાથ ફેરવતા, આ પણ એક અજબ નેઅમત છે કે બાળકના માથે કોઈ હાથ ફેરવે તો તેને ખુશી થાય છે કે કોઈ છત્રી મારા માથે છે, કોઈ વડીલ છે. તેને એકાંત પણું મહેસૂસ થતું નથી. માટે જ્યારે દીકરી મદ્રસાથી પઢીને આવે, દીકરો શાળાએથી ભણીને આવે તો મા અને બાપ બંનેને જોઈએ કે પોતાની પાસે બોલાવે, પ્રેમની નજરથી જુએ અને

માથે હાથ ફેરવે. માથે હાથ મૂકવાથી બાળકને અજબ લાગણી થાય છે.

બાળક જરા મોટી ઉંમરનો હોતો તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણીવાર સાથે બેસાડીને તેને ભોજન જમાડતા હતા. કેટલીકવાર મજલિસમાં જો કોઈ ફળ આવતો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુઆ પઢતા અને મજલિસમાં જે સૌથી નાની ઉંમરનો હોતો, પ્રથમ ફળ તેને અતા ફરમાવતા હતા. તેનાથી બાળકના દિલને ખુશી થાય છે કે સૌથી પહેલાં આ વસ્તુ મને આપવામાં આવી.

## ☆ નબીએ કરીમ (સલ.)નું વ્યાપક વ્યકિતત્વ:

જુઓ કે અલ્લાહના વહાલા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નાના બાળકોને પોતાની સાથે પ્રેમાળ બનાવવા માટે કેટલું સારું શિક્ષણ આપ્યું છે? નહિતર સામાન્ય રીતે જેના દિલમાં ઈબાદતનો શોખ હોય, અલ્લાહનો ડર હોય, જે માનવીઓમાં સૌથી વધુ વિનમ્ર હોય, નિયમ તો એ જ છે કે તેનો તો માનવીઓ સાથે કોઈ સંબંધ જ હોતો નથી, સૌથી અલગ ખસીને ઈબાદતમાં લાગેલા રહેવાનું મન થશે, પરંતુ કુરબાન થઈ જાઓ અલ્લાહ રબ્બુલ ઈઝઝતના વહાલા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વ્યાપક વ્યકિતત્વ અને આપના પરાક્રમો પર કે એક બાજુ તો દિલમાં એટલી વિનમ્રતા, એટલો અલ્લાહનો ડર અને બીજી બાજુ બાળકો સાથે એટલા પ્રેમથી વ્યવહાર કરી રહયા છે કે એમ થાય છે કે દુનિયાના સૌથી મહાન મનો વૈજ્ઞાનિક આ જ છે.

## (૩) બાળકોની શકય ઈચ્છા પૂરી કરવી:

ત્રીજો સિધ્ધાંત એ છે કે બાળકોની ઈચ્છાઓ પૂરી કરવી. ઘણી બધી વાતો એવી હોય છે કે જે આપ પૂરી કરી શકો છો, પરંતુ અવગણનાને કારણે પૂરી નથી કરતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક વાર ઉસ્માન ઈબ્ને મઝઉન (રદિ.)ને મળ્યા, તેઓ પોતાના બાળકને પ્રેમ કરી રહયા હતા. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કે શું તમને પોતાના

બાળકથી પ્રમે છે? તેમણે જવાબ આપ્યો કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મને આ બાળકથી ઘણો પ્રેમ છે તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું તેની સાથે તમારા પ્રેમને હજી ન વધારું? અરજ કરીકે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! અવશ્ય, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે વ્યકિત પોતાના નાના બાળકનું દિલ ખુશ કરે છે, અલ્લાહ રબ્બુલ ઈઝઝત તે બાપનું દિલ ખુશ ફરમાવી દે છે, હવે જુઓ આ અલ્લાહના વહાલા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કેટલી મજાની વાત કરી છે કે બાળકોથી તો પ્રેમ કુદરતી વસ્તુ છે, પરંતુ તેનાથી પ્રેમ વ્યકત કરો અને બાળકોનું દિલ ખુશ થઈ જાય તો બાળકના દિલ ખુશ કરવા પર અલ્લાહ તઆલા પ્રસન્ન થાય છે. અલ્લાહુ અકબર.

એના મહત્વ અંગે જરા અંદાજ લગાવો, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પહેલાં ફરમાવ્યું કે શું તમને પોતાના બાળકથી પ્રેમ છે? જી, અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મને આ દીકરાથી ખૂબ પ્રેમ છે, પછી ફરમાવ્યું કે શું હું તમારા પ્રેમમાં વધારો ન કરી દઉં? તો ફરમાવ્યું કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! અવશ્ય, પછી ફરમાવ્યું કે જે વ્યકિત પોતાના નાના બાળકનું દિલ ખુશ કરશે અલ્લાહ તઆલા તેનું દિલ પ્રસન્ન કરે છે. હવે અહીં દીકરાનો અર્થ બાળક છે દીકરી હોય કે દીકરો, ઉદેશ્ય એ છે કે જે નાના બાળકનું દિલ ખુશ કરશે તેના બદલામાં અલ્લાહ તઆલા તે બંદાનું દિલ ખુશ કરશે.

એક હદીષે મુબારકમાં છે કે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુંઃ

رِيْحُ الْوَلَدِ مِنْ رِيْحِ الْجَنَّةِ

કે જ્યારે બાળકને પિતા ચુંબન આપે છે તો તેના શરીરની વાસ હોય છે, આ જન્નતની સુગંધો માંથી છે, અલ્લાહુ અકબર, કુરબાન જાઓ આ ઈસ્લામ ધર્મની સુંદરતા પર, તેની સર્વ સંપન્નતા પર, તેના સૌંદર્ય પર, આખી દુનિયા માં મા–બાપ પોતાની સંતાનથી પ્રેમ કરે છે, પરંતુ તે પ્રેમ એક કુદરતી વસ્તુ

છે. શરીઅને આ કુદરતી માંગને એક ઈબાદતનો રંગ આપી દીધો કે જો તમે પોતાના બાળકને ચુંબન આપશો તો ચુંબન આપતાં તેના શરીરથી જે વાસ તમે અનુભવશો, તે તમારા માટે જન્નતની સુગંધો માંથી છે, એક માણસ સૈયદના મુઆવિયહ (રદિ.)ને મળવા માટે આવ્યો. જોયું કે તેઓ સૂઈ રહયા છે. અને તેમની છાતી પર તેમની નાની પુત્રી રમી રહી છે. તે સ્તબ્ધ થઈ ગયો કે અમીરુલ મુઅમેનીન છે અને એક નાની છોકરી તેમની છાતીએ રમી રહી છે? તો સૈયદના મુઆવિયહ (રદિ.)એ તેમને જોઈને ફરમાવ્યું કે મેં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ સાંભળ્યું છે કે જેનો બાળક હોય તેને જોઈએ કે તેની સાથે બાળક બની જાય, અર્થાત બાળકોની સાથે બાળક બનીને તમે વર્તન કરશો તો બાળકો પણ તમારી સાથે હળી–મળી જશે, માટે નાના બાળક સાથે પ્રેમથી વ્યવહાર કરવો, એ અલ્લાહ તઆલાની નજીક ઈબાદત છે, આપ જરા વિચારો કે શું આપણે આને ઈબાદત સમજીએ છીએ? આપણો તો ફકત મુસલ્લા પર બેસવાને જ ઈબાદત સમજીએ છીએ. શરીઅત કહી રહી છે કે નાના બાળક સાથે મળવું, બેસવું, તેમને પ્રેમ કરવું, રમવું આ બધું ઈબાદત છે.

એટલા માટે જ કેટલીયે જગ્યાઓએ જોયું છે કે બાળકની સાથે મા સંતાકૂકડી રમી રહી હોય છે, હવે મા સંતાય છે તો બાળક શોધવા માટે આવે છે, કયાંક બાળક સંતાઈ જાય છે તો માં શોધવા માટે આવે છે. માનું બાળક સાથે આ રીતે રમવું નફલી ઈબાદતની જેમ ઈબાદત છે, માટે જો બાળકની ઈચ્છા હોય કે તેની સાથે તે રમે તો તેણે રમવું જોઈએ.

હદીષ મુબારકમાં છે કે હઝરત હસન (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવ્યા અને ખોળામાં બેસી ગયા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની પવિત્ર જીભ કાઢી, હવે હસન (રદિ.) જીભ મુબારકની લાલાશ જોતા, કયારેક તેને આંગળી લગાડતા અને ખુશ થતા, તો તે બાળકની ખુશી ખાતર અલ્લાહના વહાલા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઘણી વાર સુધી પોતાની જીભ મુબારકને

કાઢી રાખી, પછી ફરમાવ્યું, યા અલ્લાહ! હું હસન (રદિ.)થી પ્રેમ કરું છું, તું પણ તેનાથી પ્રેમ ફરમાવ અને જે હસન (રદિ.)થી પ્રેમ કરે તેનાથી પણ પ્રેમ ફરમાવ.

હવે જુઓ, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જીભ મુબારક કાઢીને દેખાડી. જો કોઈ સામાન્ય બાપ હોય, જો તે ખરાબ સ્વભાવનો હોય તો પહેલાં તો તે જીભ નહિ જ કાઢે અને જો બાળક ઈચ્છશે તો તેને ગુસ્સેથી જોશે, પરંતુ અલ્લાહના વહાલા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તો નખ–શિખ રહમત હતા, તેઓ બાળકો સાથે પણ પ્રેમથી વ્યવહાર કરતા હતા.

## (૪) બાળકની પ્રશંસા કરવી:

ચોથો સિધ્ધાંત છે કે બાળકની પ્રશંસા કરો. દુનિયાનો કોઈ માણસ એવો નથી કે જેમાં બધી જ ખરાબીઓ હોય, કોઈ સારી વાત ન હોય, ખરાબ માં ખરાબ માણસમાં પણ કોઈને કોઈ સારી વાત હોય છે, માટે બાળકની સારી વાત પર તેની પ્રશંસા કરો. જ્યારે બાળકની પ્રશંસા થાય છે તો તેનું દિલ ખુશ થાય છે. અને આ બિંદુ તો કદાચ સ્ત્રીઓ પહેલાંથી જ જાણે છે કે પતિની પ્રશંસાપર પત્નીના દિલ પર કેવી અસર થાય છે? પત્ની જો કોઈ કારણે ઉદાસ હોય, દુઃખી હોય એવા સમયે પતિના મોઢેથી નીકળેલા પ્રેમ અને પ્રશંસાના બે શબ્દો સ્ત્રીને નવું જીવન આપી દે છે. કરમાયેલું છોડ જે રીતે તાજું થઈ જાય છે, એ રીતે પત્ની પોતાના પતિની પ્રશંસા પર ફ્રેશ થઈ જાય છે, એવો જ વ્યવહાર બાળકો સાથે પણ થવો જોઈએ, માટે બાળકના સારા કામ પર પ્રશંસા કરો, તેની તેજસ્વિતાની પ્રશંસા કરો. જો પોતાના પિતા કે માતાની કોઈ વાત માને તો તેથી પ્રશંસા કરો, જો તે બાપના કહેવા પ્રમાણે કોઈ કામ કરે અને કહેવા મુજબ કામ કરવાથી રોકાઈ જાય તો તેથી તેની પ્રશંસા કરો, આ પ્રશંસા તે બાળકને વધુ આજ્ઞાકારી બનવા ઉત્સાહ વધારે છે.

માટે, અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ એક વાર એક સ્વપ્ન જોયું અને તેમાં જહન્નમનું દશ્ય જોયું. તેમણે પોતાની બહેન સૈયદા હફસા (રદિ.)ને

જણાવ્યું કે તે સ્વપ્ન નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સંભળાવી દીધું. જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એ સ્વપ્ન સંભળાવ્યું તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અબ્દુલ્લાહ ઘણો સારો માણસ છે જો તે તહજજુદની પાબંદી કરે. હવે જ્યારે વિચારો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)તે યુવકને તહજજુદની પ્રેરણા આપવા ઈચ્છતા હતા. એટલા માટે કે આ જે ઉંમર હોય છે તેમાં ઉંઘ બહુ ઘેરી આવે છે. નવ યુવક બાળક માટે રાત્રે ઊઠવું ઘણું મુશ્કેલ કામ હોય છે, કહેવામાં આવે છે કે આ ઘોડા વેચીને ઉંઘી જાય છે, તો ઉંઘ આવી જ હોય છે, હવે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈચ્છતા હતા કે અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ને તહજજુદની પ્રેરણા આપે, જ્યારે તેમની સમક્ષ કોઈ સ્વપ્નનું વર્ણન કરવામાં આવ્યું તો જુઓ! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કઈ રીતે તકનો લાભ મેળવ્યો અને ફરમાવ્યું કે અબ્દુલ્લાહ ઘણો સારો માણસ છે. એટલે કે પહેલાં તેમની પ્રશંસા કરી  અને પછી જે વાત ઈચ્છતા હતા કહી દીધી. અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ વાત સાંભળ્યા પછી મારા જીવનમાં કદાચ તહજજુદ કયારેય કઝા નથી થઈ તો જુઓ, આ શૈલી હોય છે વાત કરવાની. અલ્લાહના વહાલા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપણા માટે જિંદગી કેટલી સરળ કરી દીધી, બસ આપની તાલીમાત આપણે વાંચતાં જઈએ અને તે પ્રમાણે જીવન પસાર કરતા જઈએ તો જીવન સરળ ફૂલોનું મંચ બની જશે.

## (૫) બાળકો વચ્ચે હરિફાઈ કરાવવી:

પાંચમો સિધ્ધાંત એ છે કે વચ્ચે હરિફાઈ કરાવો. આમાં બાળકો વચ્ચે હરિફાઈ યોજાય છે. આનાથી બાળકોની અંદર જે છુપાયેલી ક્ષમતાઓ છે, તે ખુલે છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાળકો વચ્ચે હરિફાઈ પણ કરાવતા હતા.

માટે, કયારેક તો પ્રશ્નો પૂછતા હતા, જેમકે ઈબ્ને ઉમર (રદિ.)

રિવાયત કરે છે, બુખારી શરીફની રિવાયત છે કે થોડાક મોટી ઉંમરના લોકો હાજર હતા, તેમનામાં અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) પણ હતા. તેઓ ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કે જંગલનું એક વૃક્ષ છે, જેના પાંદડા ખરતા નથી અને તે વૃક્ષ મુસલમાન છે હવે જયારે આ વાત એવી શૈલીથી પૂછી તો બધા લોકોનું ધ્યાન જંગલ તરફ જતું રહયું અને જયારે કોઈ પણ ન બોલ્યો તો થોડી વાર પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તે વૃક્ષ ખજૂરનું છે, અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું તો મારા મનમાં ખજૂરનો વિચાર આવ્યો, પરંતુ મારા વાલિદ પણ હતા, અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને અન્ય લોકો પણ હતા, તો વડીલોની આ મર્યાદાને કારણે ચુપ રહયો. જયારે મજલિસ સમાપ્ત થઈ ગઈ તો અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ પોતાના પિતાજીથી કહયું કે અબ્બુ! જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વાત પૂછી તો મારા મનમાં ખજૂરનો વિચાર આવ્યો અને હું બોલવાનો હતો પરંતુ વડીલોના માન ખાતર હું બોલી શકયો નહિ. તો સૈયદના ઉમર (રદિ.) ખુશ થયા અને ફરમાવ્યું કે દીકરા! જો તું વાત કહી દેત તો મને આ વાતથી ઘણી વધારે ખુશી થાત. તો જુઓ અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક પ્રશ્ન પૂછીને તેમની માનસિક ક્ષમતાઓ જાગૃત કરે છે.

ઈમામ અહમદ બિન હંબલ (રહ.)એ અબ્દુલ્લાહ બિન હારિસ (રદિ.)થી રિવાયત કરી છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના કાકા અબ્બાસ (રદિ.)ના બાળકોને એક લાઈનમાં ઉભા કરી દેતા, તેમના પુત્રો હતા ઉબૈદુલ્લાહ, અબ્દુલ્લાહ, કશમ અને કસીબ. આ બધાને એક લાઈનમાં ઉભા કરી દેતા અને દૂર બેસીને તેમને ફરમાવતા કે જોઉં કોણ તમારામાંથી કોણ સૌથી પહેલાં મારી પાસે આવે છે, પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના બંને હાથ ફેલાવતા હતા અને ફરમાવતા કે સારું આવો. જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા કે આવો તો આ ચારેય

બાળકો દોડતાં અને તેમનામાંથી કોઈ એક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની છાતીએ આવીને લાગી જતો, કોઈ ખભે લાગી જતો, કોઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પીઠ પર ચઢી જતો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમનું સ્વાગત કરીને પ્રસન્નતા પ્રગટ કરતા, તે બાળકોને ચુંબન આપતા અને તેમને પોતાની છાતીએ લગાવતાં, આનાથી બાળકોમાં સામૂહિક ભાવનાથી લાગણી થાય છે, તે બાળક વ્યકિતગત વાળી જીંદગી પસાર કરતો નથી. હળી-મળીને રહે છે. આ હરિફાઈ બાળકોમાં કરાવવી ઘણી લાભદાયી હોય છે. હવે આપ વિચારો કે આ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નત છે, પરંતુ કેટલી સ્ત્રીઓએ આ સુન્નત પર અમલ કર્યું? ખબર જ નહિ હોય કર્યું પણ હશે તો ઘણું ઓછું, માટે પોતાના ઘરમાં જ્યારે આપની પાસે નવરાશ હોય તો પોતાના બાળકો દીકરાઓ અને દીકરીઓને, આપ આ રીતે આપ વધુ મિત્રતા કેળવી શકો છો પછી જ્યારે એ બાળકો આપથી હળી-મળી જશે તો પછી આપની જીભથી એક શબ્દ નીકળશે અને બાળક અમલ કરવા માટે તરત તૈયાર થઈ જશે.

## (૬) બાળકોનો ઉત્સાહ વધારવો:

છઠ્ઠો સિધ્ધાંત બાળકોનો ઉત્સાહ વધારવાનો છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાળકોનો ઉત્સાહ વધારતા હતા. ઉત્સાહ વધારવાનો અર્થ શું છે? સારા કામ પર તે બાળકને ઈનામ આપવું. અમે જોયું કે આજકાલના લોકોએ દુનિયામાં પ્રાણીઓને પ્રશિક્ષિત કરેલાં છે, તો પશુઓ વિભિન્ન કાર્યો કરે છે. તે પ્રાણીઓને પ્રશિક્ષણ આપવાની પધ્ધતિ પણ એ જ છે કે જ્યારે તેઓ કોઈ કામ ઈચ્છા મુજબ કરે છે તો તેમને પણ કંઈકને કંઈક ઈનામ રૂપે મળે છે. અમે એક દેશમાં એક માછલીને જોઈ કે કોઈ ૪૦-૫૦ ફુટ ઉપર બોલ લટકેલો છે. ડોલફીન માછલીએ ટ્રેઈનીંગ આપનારના કહેવાથી તેને કુદીને કીક મારી તો તે ડોલફીન માછલી પોતાના ઈન્સટ્રકટર પાસે આવી તેના હાથમાં કોઈ ખાવાની વસ્તુ હતી, તેણે તે માછલીના મોઢામાં નાખી દીધી. જાણવાથી ખબર પડીકે પ્રાણીઓને વાત મનાવવાની આ જ પધ્ધતિ છે કે

જ્યારે કોઈ કામ આપની મરજી મુજબ કરે તો આપ તેમને ખાવા માટે કંઈકને કંઈક આપો તો પછી ટેવ પડી જશે, પછી તે આપના ઈશારે વારંવાર કામ કરશે, જો પ્રાણી પણ કોઈ કામ કર્યા પછી ઈનામ ઈચ્છે છે તો માણસ તો માણસ છે.

ચાલો પ્રાણીઓને છોડો. મોટી ઉંમરના લોકોની વાત કરી લઈએ. પત્ની જો કોઈ સારું કામ કરે તો આશા હોય છે કે પતિ મારી પ્રશંસા કરશે. બેચારીઓને ફરિયાદ રહે છે કે હું આટલા સારા ભોજન બનાવું છું, પતિના મોઢેથી તો એક શબ્દ પણ પ્રશંસાનો નીકળતો નથી. મેં ફલાણા દિવસે એટલા સારા વસ્ત્રો પહેર્યા, પતિએ આંખ ઊઠાવીને પણ જોયું નહિ. તો જુઓ પુખ્તવયની સ્ત્રીઓ છે, તેઓ પણ પ્રશંસાની આશા ધરાવે છે. તો બાળકો તો પછી તેમનાથી વધુ આ આશા રાખે છે. આને કહે છે ઉત્સાહ વધારવો. પતિ પત્નીનો ઉત્સાહ વધારે તો પત્નીના દિલમાં પ્રેમ વધે છે તેના પતિ માટે, અને જો મા–બાપ બાળકોનો ઉત્સાહ વધારશે તો બાળકોના દિલમાં મા–બાપનું માન વધતું જાય છે.

માટે, બાળકે જો નમાઝ પઢી છે તો તેના ખાવા માટે કંઈક આપી દો, બિસ્કીટ આપી દીધો, કોઈ ચોકલેટ આપી દીધી, આઈસક્રીમ લઈને આપી દીધી. પ્રસન્નતા પ્રગટ કરી તો પછી બાળક પાબંદી સાથે નમાઝ પઢવા લાગી જશે. કોઈ મામલે બાળકે સાચી વાત કહી દીધી તો સાચું બોલવા પર આપ તેને ઈનામ આપી દો, તેની પ્રશંસા કરો. આપે કોઈ કામ સોંપ્યું, બાળકે કરી આપ્યું, આપ આથી તેને ઈનામ આપો. હવે ઈનામમાં ખાવા પીવાની વસ્તુઓ હોઈ શકે, વાંચવા માટે કોઈ સારું પુસ્તક હોઈ શકે. જે વસ્તુને બાળક વધુ પસંદ કરે છે તે વસ્તુ લાવીને આપી દો. અલ્લામા શામી (રહ.) ફરમાવે છે કે મારા પિતાજી જ્યારે પણ મારાથી ખુશ થતા હતા તો મારા વિદ્યાના શોખને જોઈને મને વાંચવા માટે પુસ્તકો લાવીને આપતા હતા. માટે હું મોટો થયો તો મારી પાસે એક મોટી લાયબ્રેરી હતી અને તે પુસ્તકોની બરકતથી અલ્લાહ તઆલએ મને ફકીહે શહેર બનાવી દીધો. માટે, તે બાળકોના ઉત્સાહ વધારવો ખૂબ

મહત્વનું છે.

## (૭) બાળકોને એક વાત વારંવાર કહેવી:

સાતમો સિધ્ધાંત એક વાતનું વારંવાર પુનરાવર્તન કરવું, બાળકની યાદશકિત ઘણી ઓછી હોય છે, તે જલ્દી વાતને ભૂલી જાય છે. મા–બાપ આશા રાખે છે કે બસ એક વાર વાત કહી દીધી તો બાળકે યાદ રાખવી જોઈએ, એવું ન કરવું જોઈએ, બલકે જો બાળક ભૂલી ગયો તો તેને વારંવાર યાદ અપાવવું જોઈએ. આ પણ અલ્લાહની એક રહમત છે કે બાળકની મેમરી શોર્ટ હોય છે. માટે, હમણા થોડી જ વાર પહેલાં માતાએ ધુત્કાર્યો, તે રડી રહયો છે, થોડીક જ મીનોટોમાં તે જ માતા બોલાવે છે અને બાળક માતાની છાતીએ વળગી જાય છે. જો તે બાળકની યાદશકિત ટૂંકી ન હોત તો અને બાળકને યાદ હોત કે આ જ અમ્મીએ મને લાફો માર્યો છે, તો માના બોલાવાથી તે ન આવતો, તેમની શોર્ટ મેમરીને જુઓ કેટલી લાભની વસ્તુ છે કે હમણા રડી રહયો છે, હમણા હસવા લાગે છે. હમણા આપ તેનાથી નારાજ હોવ છો તો તેઓ દૂર ભાગી રહયા હોય છે અને એક મીનીટ પછી પ્રેમથી બોલાવો તો તરત પાછા આવી જાય છે. તો આ શોર્ટ મેમરીનો ઘણો ફાયદો છે. માટે બાળકને વાત વારંવાર યાદ કરાવવી પડે છે, દાખલા તરીકે કોઈ કામનું કહયું તો ફકત એક વાર ન કહેવું, તેને યાદ અપાવવું કે દીકરા! મેં ફલાણું કામ સોંપ્યું હતું, તમારે તે કરવાનું છે. પછી બીજા અવસર પર યાદ અપાવવું જોઈએ. જ્યારે તેની મેમરી રીફ્રેશ થતી રહેશે તો પછી બાળક તે કામ કરી શકશે. ઘણી વખત માતાએ કામ સોપ્યું હોય છે અને બાળક ભૂલી જાય છે તો માતા ધમકાવવા લાગે છે. હવે આ બાળકે અવજ્ઞાને કારણે કામ નથી છોડયું, પોતાની મેમરી શોર્ટ હોવાના કારણે ભૂલી ગયો હતો, અવજ્ઞાનો ઈરાદો ન હતો. હવે તેને ઠપકો આપવાનું શરૂ કરી દેશો તેની બાળકપર માઠી અસર પડશે, કેમકે તેણે જાણી જોઈને અવજ્ઞા કરી નથી. ભૂલથી થઈ ગયું. માટે, પોતાની વાતને વારંવાર પુનરાવર્તન કરવી જોઈએ, તેમને યાદ કરાવવી જોઈએ અને જો તે એક જ પ્રશ્ન વારંવાર પૂછે તો તેમને સંતોષજનક જવાબ આપવો

જોઈએ. અમે જોયું છે કે અમુક બાળકો એક જ પ્રશ્ન વારંવાર કરે છે, માએ જવાબ આપી દીધો, પરંતુ તેમને સંતોષ મળતો નથી, તે ફરીથી એ જ પ્રશ્ન પૂછે છે માતા જવાબ આપી દે છે, બાળકો ફરી પ્રશ્ન પૂછે છે, તો જો બાળક વારંવાર પ્રશ્ન કરી રહયો છે અમે જોયું કે બીજી વાર માતા તેમને ધુત્કારી દે છે, શું દરેક સમયે પૂછયા કરો છો, તો તેનાથી બાળકનું ખુલેલું માનસ બંધ થઈ જાય છે, માટે બાળકની કેળવણીમાં આ બિંદુ યાદ રાખો કે તેમને વારંવાર વાત યાદ અપાવવાની છે, તેમના વારંવાર પૂછવા પર ધીરજથી તેમને જવાબ આપવો જોઈએ. આ પુનરાવર્તન તેમના જીવનનો એક અંગ છે. તેથી આપને ફરી ગુસ્સો નહિ આવે અને આપ બાળકને સારી રીતે હેન્ડલ કરી શકશો. એટલે જ તો શરીઅતે કહયું છે કે બાળક જે હોય છે તે નિર્દોષ અને ભોળો હોય છે, તેમના નામએ આમાલમાં અમલ લખવામાં આવતો નથી, કેમકે તે બાળક હોય છે તો શરીઅતે પણ તેનું ધ્યાન રાખ્યું કે પુખ્ત તથાં પહેલાંના જે આમાલ છે તે તેના નામએ આમાલમાં લખવામાં આવતા નથી તો આપણે આ નાના બાળકને એ જ રીતે ડીલ કરીએ જે રીતે શરીઅતે આપણને શિખવ્યું છે.

## (૮) ધીરે ધીરે કામ સોંપવું:

આઠમો સિધ્ધાંત એ છે કે તબક્કાવાર પગલાં ઊઠાવો. દાખલા તરીકે બાળકને કોઈ કામનું કહેવું છે અને મુશ્કેલી લાગે છે તો તબક્કા વાર ધીમે ધીમે તે કામ બાળકને સોંપવું જોઈએ. ઉદાહરણ તરીકે ફજરની નમાઝ પઢાવવા ઈચ્છોછો, તો પહેલી જ વાર નમાઝ માટે ન કહો. પહેલાં ડગલે તેને ફજરની નમાઝ સમયે જાગવાની ટેવ પાડો આ પ્રથમ પગલું છે, જયાર ઊઠી જશે તો હવે તેના માટે નમાઝ પઢવી પણ સરળ બની જશે, માટે તબક્કાવાર માણસ પગલાં ભરે, જુઓ! જો અલ્લહ તઆલા ઈચ્છતો તો શરાબને એક આદેશથી જ હરામ ફરમાવી દેતો, પરંતુ એવું ન કર્યું બલકે તબક્કાવાર મના ફરમાવી, પહેલાં પગલે ફરમાવ્યું કે :

لَا تَقْرَبُوا الصَّلَاةَ وَ أَنْتُمْ سُكَارَى

એવી હાલતમાં તમે નમાઝ ન પઢો કે તમે નશામાં હોવ.

હવે જુઓ આનાથી દિલમાં આ વાત આવી કે દારૂ કોઈ સારી વસ્તુ નથી. ઘણા લોકો તો એવા હતા કે આના પર જ તેમણે દારૂ છોડી દીધો. જે પીતાં પણ હતાં તેઓ પણ અનુભવતાં હતાં કે આ ખરાબ વસ્તુ છે,બીજા પગલે શરીઅતે કહયુંઃ

وَ اِثۡمُهُمَا اَكۡبَرُ مِنۡ نَّفۡعِهِمَا

આના લાભ ઓછા છે, નુકશાન વધારે છે.

તો વધુ લોકોએ દારૂ પીવાનું છોડી દીધું અને જ્યારે ત્રીજો તબક્કો આવ્યો તો શરીઅતે કહયુંઃ

اِنَّمَا الۡخَمۡرُ

આ જે શરાબ છે અને ફલાણું છે અને ફલાણું છે.

رِجۡسٌ مِّنۡ عَمَلِ الشَّيۡطَانِ

આ શૈતાનનું અમલ છે.

આને છોડી દો. માટે, હવે ઈમાનવાળઓ માટે દારૂને સંપૂર્ણ રીતે ત્યાગવું સરળ બની ગયું. તો જુઓ પહેલાં તબક્કાવાર પગલાં ભરવામાં આવ્યા, બાળકોની કેળવણીના મામલે પણ આ બિંદને યાદ રાખો કે આપ જે કામ કરવા ઈચ્છો છો, જે તેના તબક્કા બનાવી લો અને એક એક ડગલું બાળકને જણાવતા જાઓ અને તે ડગલા ભરતો જશે તો તેના માટે કામ કરવું સરળ બની જશે.

## (૯) લોભ અને ભય બન્નેથી કામ લો:

નવમો સિધ્ધાંત એ છે કે બાળકને લાલચ અને ભય બંને પ્રકારની વાતો કરવી જોઈએ. લાલચ એટલે કે જો આ કામ કરશો તો આ મળશે અને ભય એટલે નહિ કરો તો આ સજા મળશે. અલ્લાહ તઆલાએ આપણાં માવીઓ માટે કુર્આન મજીદમાં આ જ પધ્ધતિ ઉપયોગ ફરમાવી કે કયાંક તો જન્નતની વિગતો દર્શાવી કે નેકી કરશો તો તમને જન્નતનું ઈનામ મળશે, ખુશખબર

આપી દીધી અને કયાંક જહન્નમનો અઝાબ જણાવ્યો કે જુઓ! અવજ્ઞા કરશો તો તમને એમ સજા મળશે. માણસ કયારેક લાલચથી પ્રભાવિત થાય છે તો કયારેક ભયથી પ્રભાવિત થાય છે.

બાળકની કેળવણીમાં પણ આ બંને વસ્તુઓ છે, એક વક્ષીય પ્રેમ આપશો તો બાળક બગડી જશે, માટે આ બંને વસ્તુઓ આવશ્યક છે. જેવો સમય હોય, જેવો વાતાવરણ હોય, જેવો અવસર હોય, માતાને જોઈએ કે તે પ્રમાણે જ બાળકને વાત સમજાવે તો આ લાલચ અને ભય બાળક માટે અમલનો માર્ગ સરળ બનાવી દે છે.

## (૧૦) બાળકોમાં આત્મ વિશ્વાસ જન્માવો:

દસમો સિધ્ધાંત બાળકોમાં આત્મવિશ્વાસ જન્માવો. Selfconfidence પેદા કરવું. આ આત્મ વિશ્વાસ ખૂબજ અનિવાર્ય છે. જે બાળકમા આત્મ વિશ્વાસ નહિ હોય તે બાળકમાં Leadership નેતાગીરી જન્મી શકે નહિ. તે બાળક કયારેય એક સારો અને સંપૂર્ણ માણસ બનીને જીવન પસાર કરી શકે નહિ: માટે, બાળકોમાં વિશ્વાસ પેદા કરવો પડે છે.

હદીષે પાકથી આની સનદ મળે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અબ્દુલ્લાહ બિન જાબિર (રદિ.)ને જોયા કે તેઓ એકવાર બજારમાં ઊભા હતા અને ખરીદ–વેચાણ કરી રહયા હતા અને ઉમર તો નાની હતી, છોકરા જ હતા. એક કામ કરી રહયા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને કામ કરતા જોયા તો ખુશ થઈને તેમને બરકતની દુઆ આપી. હવે જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને બરકતની દુઆ આપી તો તેનાથી બાળકના દિલમાં એક વિશ્વાસ પેદા થઈ ગયો કે હા, હું આ કામ કરી શકું છું, માટે આપ પણ પોતાના બાળકોને નાના કાર્યો એ પ્રકારના કહો કે જે બાળકો કરી શકે અને જ્યારે કરે તો તેની પ્રશંસા કરો. બાળકને Win position જીતવાની ટેવમાં રાખો. લક્ષ્ય સિધ્ધ કરવાની સમજ તેની અંદર પેદા કરો કે બાળક કોઈ કામ કરીને લાગણી અનુભવે મેં પોતાનું લક્ષ્ય પ્રાપ્ત કરી લીધું છે. મેં વિકલ્પોનો ઉપયોગ કર્યો, હું વિજયી થઈ ગયો,

સફળ થઈ ગયો, આ જે વિજયની ખુશી છે, આ મોટી નેઅમત હોય છે, બાળકને જીતવાની પોઝીશનમાં લાવવું, બાળકમાં વિશ્વાસને વધારી દે છે. ખુદ પોતે વિચારીને નાના નાના કર્યો, નાની નાની વાતો બાળકને જણાવો, જે તે કરી શકે છે, આપ જાણો છો કે તે કરી લેશે, જ્યારે તે કરી આપે તો આપ તેની પ્રશંસા કરો, તેને લાગણી થાય કે મેં સફળતા પ્રાપ્ત કરી, કંઈક હાંસલ કર્યું.

## (૧૧) સારા મિત્રો પસંદ કરવાઃ

અગિયારમો સિધ્ધાંત જે ઘણો મહત્વનો બિંદુ છે. અને બાળકોની કેળવણી માટે ખૂબજ અનિવાર્ય છે કે તેમના મિત્રોની પસંદગી સારી કરવામાં આવે, બાળકો પોતાના મા–બાપથી જેટલું શીખે છે, તેનાથી વધુ પોતાની સમાન વયના બાળકોથી શીખે છે. તે મા–બાપથી તો પાછળથી વાત શીખશે અન્ય બીજા બાળકોથી વહેલી વાત શીખશે. અમે જોયું છે કે દસ–બાર માણસો બેઠા છે. પુરુષ–સ્ત્રીઓ ઘરમાં છે તો બાળક પોતાની અલગ રમત રમે છે. જ્યારે પણ મજલિસમાં કોઈ અન્ય માણસ આવ્યો અને તેની સાથે બાળક પણ હતો તો બાળક તરત બાળક તરફ આકર્ષાય છે, આ એક ગ્રુપ છે જે એક બીજાને પોતાની તરફ આકર્ષે છે. બાળક અન્ય બાળકથી ઘણું વહેલું વસ્તુઓ શીખે છે. માટે, આપ પોતાના બાળકોનો મેળ–મેળાપ એવા બાળકો સાથે રાખો જે સારા હોય, કેળવણી પ્રાપ્ત કરેલા હોય. બગડેલા બાળક સાથે આપનો બાળક રહેશે તો ઘણું વહેલું બગડી જશે. અમે જોયું છે કે થોડીક ક્ષણોનું સંગાથ બાળકને ખરાબ વાત શીખવી દે છે, માટે જે રીતે આપ પોતાના બાળકને નરભક્ષી પશુઓથી બચાવો છો, એ જ રીતે ખરાબ મિત્રોથી પણ બચાવો. આ અંગે ગફલત વર્તાય છે, મા–બાપ ધ્યાન જ નથી આપતા કે અમારા બાળકો કયા બાળકો સાથે રમે છે? કયા બાળકો સાથે વાતો કરે છે. કોની સાથે બેસે છે, એક ઘરમાં તો બાળકને ટી.વી. થી બચાવવામાં આવે છે અને જ્યારે અન્ય બાળકોથી મળે છે તો તરત તે બાળકો તેને ટી.વી. ના કાર્યક્રમોની વાતો સંભળાવે છે, તો બાળકના મનમાં ઝંખના જન્મે છે અને એવું લાગે છે કે મને તો વંચિત કરવામાં આવે છે કોઈ નેઅમતથી.

હવે અહીં એક પ્રશ્ન ઉદ્‌ભવે છે કે શું કરીએ? સગપણો છે, હળી–મળીને રહેવું છે, એક ઘરના બાળકોને આપણે કેળવણી આપીએ છીએ તો જ્યારે તેઓ અન્ય બાળકોથી મળે છે તો તેમની સાથે તેઓ વાતો પણ કરે છે, એની રીત એ છે કે બાળકો જો કોઈ સમયે મજબૂરીથી મળી પણ લે તો તે પછી આપ બાળકોને તરત એટેન કરો, તેમની કલાસ લો. તેમને પૂછો કે દીકરા! તમારી શું વાત થઈ? તો જણાવશે કે ફલાણી વાત થઈ, ફલાણી વાત થઈ, જો તે જણાવે તો સારી વાતોને ટેકો આપો અને ખરાબ વાતો તેમને જણાવી દો કે આ ખરાબ વાતો છે, આવું કરવાથી સારી વાતો મગજમાં બેસી જશે અને ખરાબ વાતો તેમના માનસથી દૂર થઈ જશે, માટે જ્યારે બાળકો દરરોજ શાળાએથી આવે તો મા–બાપની એ જવાબદારી છે કે આવતાં જ એક–બે મીનીટ પ્રેમથી તેમને પોતાની પાસે લો, ગળે લગાવો અને ચુંબન આપો અને પછી પૂછો કે દીકરા! આજે તમે શાળામાં શું શિખ્યા? તે બાળક એવો હોય છે કે બધું ઉઘાડીને મૂકી દે છે. શિક્ષકે આ કહયું, ફલાણાએ આ કહયું, ફલાણાએ આ કહયું તો જ્યારે આપને બધીજ વાતોની ખબર પડી જાય તો સારી વાતોને આપ ટેકો આપો અને ખરાબ વાતો સમજાવી દો કે ખરાબ વસ્તુ છે, તો બાળક આપની વાત સ્વીકારીને ખરાબ વાતોથી દૂર રહેશે. આ જ રીતે બાળકો જરા મોટી ઉંમરના થઈ જાય તો તેમની ઉપર નજર રાખો કે તે કેવા લોકો સાથે મિત્રતા ધરાવે છે? ભણનાર લાયક બાળકો, આજ્ઞાકારી બાળકો. તેમની સાથે મિત્રતા કરશે તો પછી આ પણ એવા જ બનશે, ટેટીને જોઈને ટેટી રંગ પકડે છે. કેટલીયે વાર બાળક પોતાનો બચાવ કરે છે કે અમ્મી! તે મારો મિત્ર ખરાબ છે, હું તેની સાથે બુરાઈ કરતો નથી, હું તો ફકત તેની સાથે ઊભો રહુ છું. જ્યારે બાળક આવી વાત કરે તો આપ સમજી લો કે આ વાસ્તવિક વાત જણાવતો નથી, માણસ એવું જ કરે છે, જેવી તેની સંગત હોય છે, સારા મિત્રો બનાવશો તો બાળક આપો આપ સારો રહેશે.

આ બંદાની શાળાની ઉંમર હતી અને મોટાભાઈ શાળામાં શિક્ષક હતા. તેમણે આ કહયું કે જુઓ! દરેક વાત તમારી પૂરી થશે, કોઈ કપડા પહેરવા છે,

કોઈ વસ્તુ ખાવી છે, કોઈ ચીજ લેવી છે, જે કહેશો તે વાત પૂર્ણ થશે પરંતુ એક વાત મારી પૂરી થશે. પૂછયું શું? તો કહેવા લાગ્યા કે તમારા મિત્રો મારી મરજી મુજબ બનશે, હવે આ નાની ઉંમર હતી, પાંચમા–છટ્ઠા ધોરણની વાત છે, તો તેની ગહનતા તો આ બંદો સમજી ન શકયો, પરંતુ ચુપ થઈ ગયો, મોટા ભાઈ ખૂબ પ્રેમ ફરમાવતા હતા, હું જે કહેતો હતો, લાવીને આપતા હતા, પરંતુ મિત્રો અંગે તેઓ ખૂબ વધુ કડક હતા, વર્ગના નજર નાખતા અને વર્ગમાં જે થોડાક ભણનાર તેજસ્વી બાળકો હતા, તેમના નામ જણાવી દીધાં કે આ પાંચ–છ મિત્રોમાંથી જેમની સાથે ઈચ્છો મિત્ર બનાવી લો. હવે આખા વર્ગમાં ૩૦–૪૦ બાળકો હતા, પરંતુ મને તેમનામાંથી ચાર કે પાંચ બાળકો સાથે વાત કરવાની, મળીને બેસવાની પરવાનગી હતી અને અન્ય વિદ્યાર્થીઓ સાથે મળી શકતો નહોતો. જો કયારેક વાત કરતો અને ભાઈ જોઈ લેતા તો તેઓ લાફો મારતા, ફરમાવતા હતા કે હું તમને એમની સાથે જો ઝુહરની નમાઝમાં સાથે ઊભેલો જોઈશ, તો પણ તમારી પિટાઈ કરીશ. મને કેટલીયે વાર આ વાત આશ્ચર્યજનક લાગતી, પછી હું મારી અમ્મીને આવીને જણાવતો કે અમ્મી! ભાઈ મારી સાથે એટલી કડકાઈ કરે છે તો ભાઈ જવાબ આપતા કે દરેક વાત આની પૂરી થશે, એક વાત મારી પૂરી થશે, તે સમયે સમજમાં આવતું નહિ કે ભાઈ આટલી કડકાઈ કેમ કરે છે? એટલા માટે કે જે બાળકોથી તેઓ મના કરતા હતા, તેઓ સ્ટોરિયો સંભળાવતા હતા. તેઓ પોતાની કરેલી આમ તેમની શરારતો અને પોતાના બનાવો સંભળાવતા હતા તો મન ખુશ થઈ જતો હતો, મન થતું હતું કે તેમની વાતો સાંભળું, પરંતુ ભાઈ મના કરતા હતા, માટે વિવશ થઈ તેમનાથી દૂર રહેવું પડતું હતું. બાળક હતો, કાચો હતો, સમજતો નહોતો, પરંતુ જ્યારે મોટા થયા, ત્યારે આ હકીકત સામે આવી કે જેટલા લોકોથી મના કરતા હતા, તે બધાને બધા ભણવામાં નાપાસ થનારા અથવા થર્ડ કલાસમાં પાસ થનારા હતા. કોઈએ કરિયાણાની દુકાન કરી લીધી, કોઈ મનિયારની દુકાન બનાવી, કોઈએ ફલાણી દુકાન કરી, તેઓ આ જ લેવલના લોકો હતા. અને જે બાળકોથી મિત્રતાનું કહેતા હતા, તે બાળકોને જોઉં છું તો

કોઈ સેનામાં જનરલ બન્યો, કોઈ બ્રિગેડિયર બન્યો, કોઈ કમિશ્નર બન્યો છે, હવે એહસાસ થાય છે કે ભાઈએ એવા લોકોની મિત્રતાથી બચાવીને મારી ઉપર કેટલો ઉપકાર કર્યો છે? માટે કોઈ દિવસ એવો નથી જતો કે તેમના માટે દરજ્જાતની બુલંદી અને તેમના માટે બખશિશની દુઆ ન કરું, એ જ રીતે મા–બાપ પોતાના બાળકોને સારા વિદ્યાર્થીઓથી દોસ્તી કરાવે અને ખરાબ મિત્રોની દોસ્તીથી બચાવે.

## (૧૨) બાળકોને અદબ (મર્યાદા) શીખવાડવું:

બારમો સિધ્ધાંત આ છે કે પોતાના બાળકો અદબ શિખવાડો, આ અદબનો શીર્ષક અન્ય ટોપીકમાં પણ જરા વિગતવાર આવશે. જેથી મા–બાપ સાથે કઈ રીતે રહેવું? શિક્ષકો સાથે? મોટેરાઓ સાથે, આલિમની સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ? બાળકોને સમજાવો કે બા અદબ–બા નસીબ, બે અદબ–બે નસીબ. જે બાળકમાં અદબ હોય છે તેના વ્યકિતત્વની સુંદરતા વધી જાય છે.

માટે, એક સજજન કોઈને ત્યાં મહેમાન તરીકે ગયા, તો તેમનો એક પુત્ર હતો, જે નવ–દસ વર્ષની ઉંમરનો હતો. તેમણે તેના ઝિમ્મે કામ લગાડયું કે દીકરા! તમે અંકલની મહેમાનદારી કરજો, સેવા કરજો, માટે તે છોકરો તેમને સમયસર ભોજન લાવીને આપતો, પાણી લાવીને આપતો, તેમના હાથ ધોવડાવતો, દસ્તરખ્વાન પાથરતો, બાળક એટલો સંસ્કારી હતો કે આના આ કાર્યો જોઈને ઘણાં આશ્ચર્ય ચકિત થતા, એટલે સુધીકે જ્યારે તે વાસણ ભેગા કરતો તો અથડાવવાનો અવાજ પણ આવતો નહોતો. તેમને સ્નાન કરવું થતું તો ગરમ પાણી તૈયાર, નાહી લેતા તો ઈસ્ત્રી કરેલા વસ્ત્રો તૈયાર, જ્યારે નાહીને વસ્ત્રો પહેરી લેતા તો દસ્તરખ્વાન પર ખાવાનું તૈયાર, આ ઘણું આશ્ચર્ય પામતા કે બાળકને મહેમાનદારીની પધ્ધતિ આટલી નાની ઉંમરમાં મા–બાપે કઈ રીતે શિખવાડી? તેઓ ઈચ્છતા હતા કે હું આ બાળકથી જરા વિસ્તૃત માહિતી મેળવું, પરંતુ તે છોકરો કોઈ કામ અને હેતુથી તેમના રૂમમાં આવતો અને જ્યારે પણ કામ પૂર્ણ થઈ જતું, જતો રહેતો, રોકાતો જ નહોતો. એક દિવસ તેમણે ઈરાદો

કર્યો કે આજે હું આ છોકરાથી જરા વિગતવાર વાત કરીશ, તો બાળકે આવીને દસ્તરખ્વાન પાથર્યુ અને જમવાનું લાવીને રાખ્યું, જ્યારે મૂકીને જવા લાગ્યો તો તેમણે તેનાથી વાત કરવા ઈચ્છી તો ઉતાવળમાં તેમણે કહયું કે દીકરા! તમે સૌથી મોટા છો? જો તેમના અન્ય બાળકો પણ હતા. જ્યારે મહેમાને એમ પૂછયું કે દીકારા! તમે સૌથી મોટા છો? તો કહે છે કે તેબાળક શરમાવી ગયો અને પાછળ ખસ્યો અને કહેવા લાગ્યો કે અંકલ! સાચી વાત તો આ છે કે અલ્લાહ તઆલા સૌથી મોટો છે. બહેન ભાઈઓમાં મારી ઉંમર વધુ છે, તેઓ કહે છે કે છોકરાની આ વાતે મારું દિલ જીતી લીધું કે મેં તો ઉતાવળમાં એમ કહયું હતું કે દીકરા તમે સૌથી મોટા છો? પરંતુ બાળકની નીપૂણતા જુઓ, કેટલી બારીક દૃષ્ટિ છે કે ઉત્તરમાં કહે છે કે અંકલ! સાચી વાત એ છે કે અલ્લાહ તઆલા સૌથી મોટો છે, બહેન ભાઈઓમાં મારી ઉંમર વધુ છે.

માટે, આ જ પ્રકારની એક ઘટના હદીષ શરીફમાં પણ આવે છે કે સૈયદના સિદ્દીકે અકબર (રદિ.)ની ઉંમર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આશરે વર્ષ નાની હતી, પરંતુ ઈતિહાસમાં એવું પણ આવે છે કે મોટી હતી, તો જે રિવાયતમાં આવે છે કે મોટી હતી, તેમાં આવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પૂછયું કે શું તમે મારાથી મોટા છો? તો સિદ્દીકે અકબર (રદિ.)એ જવાબ આપ્યો કે:

اَنْتَ اَعْظَمُ وَ اَکْبَرُ،وَ اَنَااَسَنُّ

આપ મોટા છો અને રુત્બા વાળા છો અને ઉંમરમાં હું વધું છું.

તો આ વાતચીતની શૈલી માણસમાં સૌંદર્ય વધારે છે.અલ્લાહ તઆલા આપણા બાળકોને બા–અદબ બા–નસીબ બનાવી દે અને આપણા સૌ માતા–પિતાઓને પોતાના સંતાનોની કેળવણીનો સલીકો શિખવાડી દે, આશા છે કે આપ સૌ મહિલાઓ આ ફકીરની આ બધી વાતો પર નિરંતર વિચાર કરશો અને શ્રેષ્ઠ પધ્ધતિથી પોતાના વહાલા બાળકોનો ઉછેર કરશો.

وَ اٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰہِ رَبِّ الْعَالَمِیْنَ

# સંતાનોની ઈમાની કેળવણી

اَلۡحَمۡدُ لِلّٰهِ وَ كَفٰى وَ سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيۡنَ اصۡطَفٰى،اَمَّا بَعۡدُ:

اَعُوۡذُ بِاللّٰهِ مِنَ الشَّيۡطٰنِ الرَّجِيۡمِ    بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

﴿اَلۡمَالُ وَ الۡبَنُوۡنَ زِيۡنَةُ الۡحَيٰوةِ الدُّنۡيَا﴾

سُبۡحَانَ رَبِّكَ رَبِّ الۡعِزَّةِ عَمَّا يَصِفُوۡنَ وَ سَلَامٌ عَلَى الۡمُرۡسَلِيۡنَ وَ الۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعَالَمِيۡنَ۔

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكۡ وَ سَلِّمۡ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكۡ وَ سَلِّمۡ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكۡ وَ سَلِّمۡ

## ☆ બાળકોની ઈમાની કેળવણી:

આજની વાતચીતનો શીર્ષક છે સંતાનોની ઈમાની તરબિયત. આ સૌથી વધું મુશ્કેલ કામ છે. આ કામ એ જ માતા–પિતા કરી શકે છે જેમના પોતાના દિલમાં સંપૂર્ણ ઈમાન હોય. જો પોતાની જ બેટરી ડિસચાર્જ (ખલાસ) હશે તો પછી માણસ બાળકની અંદર ઈમાની રૂહને ફૂંકી શકે નહિ. ઈમાન શું છે? આની વિગત સાંભળી લો કે માણસને એટલો વિશ્વાસ થઈ જાય કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જે શરીઅત લાવ્યા છે, તે ૧00% સાચી છે, આ દુનિયા અસ્થાયી છે. એક દિવસે અલ્લાહ તઆલા સમક્ષ હાજર થવાનું છે અને પોતાના આમાલનો હિસાબ આપવાનો છે, એટલે સુધી કે માણસના દિલની એવી હાલત બની જાય કે દરેક સમયે તેને આ એહસાસ હોય કે હું અલ્લાહની સામે છું, અલ્લાહ મારી સાથે છે, તે મને દરેક સમયે જોઈ રહયો છે.

وَهُوَ مَعَكُمْ أَيْنَ مَا كُنْتُمْ

(તે તમારી સાથે છે જ્યાં કંઈ પણ તમે રહો)

જ્યારે માણસના દિલની આ હાલત થઈ જાય છે તો પછી તેના માટે ગુનાહોથી બચવું સરળ થઈ જાય છે.

અને વર્તમાન જમાનામાં એક–બે ઉદાહરણથી સમજાવીએ છીએ જેથી વાત સમજવી સરળ બને, શહેરોમાં મોટા–મોટા સ્ટોર્સ બનેલા હોય છે. એક સમયમાં સેંકડો લોકો શોપીંગ કરી રહયા હોય છે, પરંતુ સામાનની ચોરી કોઈ કરતો નથી. હજારો–લાખો વસ્તુઓ સામે પડી છે, પરંતુ કોઈ ઉપાડીને ખિસ્સામાં નાંખતો નથી, તેનું કારણ એ છે કે દરેક વ્યકિતને ખબર હોય છે કે એક સિકયુરીટી કેમેરાનું તંત્ર છે, તે મને જોઈ રહયો છે. મેં જો કોઈ વસ્તુ ઉપાડીને ખિસ્સામાં નાખી તો ગેટ પર પહોંચતાં જ મને પકડી લેવામાં આવશે, માટે કાફિર લોકો પણ શોપીંગ કરતી વેળા કોઈ વસ્તુ ઉપાડતા નથી. નાસ્તિક લોકો પણ ખરીદી કરે છે પરંતુ કંઈજ ઉપાડતા નથી, જો કે તેમને ઉપાડવામાં અન્ય કોઈ વિધ્ન નથી, પરંતુ એવો ભય છે કે મને જોવામાં આવી રહયો છે, મને પકડી લેવામાં આવશે, પછી મને તેની સજા મળશે, હું નિરંતર દેખરેખ હેઠળ છું. એટલા માટેજ એક મોટા દેશમાં એક વાર થોડીક મીનીટો માટે વીજળી બંધ થઈ ગઈ તો લાખો ડોલરની વસ્તુઓ ગ્રાહકોએ ચોરી લીધી, હવે તેમને ખબર હતી કે કોઈ મને જોઈ શકતો નથી, માલુમ થયું કે આ એહસાસ કે મને કોઈ જોઈ રહયો છે, બંદાને ગુનાહથી બચાવે છે, મોમિનના દિલમાં એ એહસાસ હોય છે કે અલ્લાહ તઆલા મને જુએ છે, માટે કોઈ પણ ગુનાહના કામ તરફ પગલું ઉપાડતો નથી.

એક અન્ય ઉદાહરણ સાંભળી લો. ખુલ્લો માર્ગ છે, ગાડી પણ છે અને જવાની ઉતાવળ પણ છે પરંતુ લોકો ઓવર સ્પીડથી ગાડી ચલાવતા નથી, પૂછો કેમ? કેમ કે અહીં તેવો વિસ્તાર છે જ્યાં વિસ્તાર છે જ્યાં રડાર (સ્પીડ જાણવાનું સાધન) વડે Watch રાખવામાં આવે છે અને પછી આગળ જઈને દંડ ભરવો પડશે. હવે જુઓ કે ઓવર સ્પીડ માટે બધી તકો છે, પરંતુ મનમાં એવો

ભય છે કે સજા મળશે, માટે ઓવર સ્પીડીંગ કરતા નથી. આ ઉદાહરણો જણાવે છે કે મોમિનના દિલમાં જ્યારે આ અહેસાસ હોય છે કે એક પરવરદિગાર છે, અમે તેની સમક્ષ છીએ.

يَعْلَمُ خَائِنَةَ الْاَعْيُنِ وَ مَا تُخْفِى الصُّدُوْرُ

(તે જાણે છે આંખોની ખયાનત (બે ઈમાની)ને અને તેને જે તમારા મનમાં છુપાયેલું છે.) તો પછી માણસ ગુનાહ માટે પગલાં નહિ ઊઠાવે.

## ☆ સહાબાની ઈમાની કેળવણી:

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આવું ઈમાન સહાબા (રદિ.)ની અંદર ભરી દીધું હતું, એક એક સહાબી (રદિ.) અને સહાબિયા (રદિ.)ને આ જ હાલત પ્રાપ્ત થઈ ચૂકી હતી, માટે તેમનો દરેક અમલ શરીઅત પ્રમાણે થતો હતો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) યુવકો અને બાળકોને આવું જ ઈમાન શિખવાડતા હતા. માટે, આની દલીલ સાંભળી લો. ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે હું આપની સવારીની પાછળ સવાર હતો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

يَا غُلَامَ ! اِحْفَظِ اللّٰهَ يَحْفَظْكَ

હે દીકરા! તું અલ્લાહના અહકામની સુરક્ષા કર, અલ્લાહ તઆલા તારી સુરક્ષા કરશે.

اِحْفَظِ اللّٰهَ

અને તું અલ્લાહનું ધ્યાન કર

تَجِدْهُ تُجَاهَكَ

તું પોતાની સામે દરેક સમયે પામશે.

આ ઈમાન છે. એક નવ યુવક બાળકને આની તાકીદ કરવામાં આવે છે.

માટે, તે યુવાનોનો એવો વિશ્વાસ બની ગયો હતો જેમકે દરેક સમયે અમે અલ્લાહ તઆલા સમક્ષ છીએ. અને તેની દલીલ એ છે હારિસ (રદિ.) એક સહાબી છે. યુવાન છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને પૂછે

છે:

كَيْفَ أَصْبَحْتَ يَا حَارِثُ

હે હારિસ! તમે સવાર કઈ હાલતમાં કરી?

તેમણે જવાબ આપ્યો:

أَصْبَحْتُ مُؤْمِنًا حَقًّا

મેં પાકો અને સાચા મોમિન હોવાની હાલતમાં સવાર કરી,

પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું:

وَمَا عَلَامَةُ إِيمَانِكَ ؟

તમારા ઈમાનની નિશાની શું છે?

તો જવાબ આપ્યો કે યા રસૂલલ્લાહ! મને દરેક સમયે એવું લાગે છે જેમકે હું અર્શની સામે છું અને કેટલાક લોકો જન્નતમાં જઈ રહયા છે અને કેટલાક લોકો જહન્નમમાં જઈ રહયા છે, તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તેં વાસ્તવિકતા સમજી લીધી છે. આની ઉપર પાકો જામી જજે. આ ઈમાનની હાલત આપણા સૌની અંદર આવી જાય તો ગુનાહ આપણી જીંદગીથી ખતમ થઈ જાય.

## ☆ નવ યુવાન સહાબા (રદિ.) અને સહાબિયાત (રદિ.)ના ઈમાનના ઉદાહરણો:

અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) વેરાન જગ્યાએ એક ગામડિયા છોકરાને કહે છે કે બકરી વેચી નાખો અને પૈસા લઈલો, માલિકને કહેશો નહિ. તે યુવાન બાળક જવાબમાં કહે છે:

فَأَيْنَ اللّٰهُ؟

ભાઈ! અલ્લાહ કયાં છે?

તેઓ અચરજ પામ્યા કે આ એકાંતમાં જ્યાં જોનાર કોઈ નથી, આને ગુનાહોથી બચાવનાર અલ્લાહનો કેવો ડર નસીબ છે?

એક વૃધ્ધ માતા પોતાની દીકરીને કહે છે કે દીકરી! ગાયે દૂધ ઓછું આપ્યું છે, દૂધમાં પાણી નાખી દો, ગ્રાહકો લેવા માટે આવશે, પ્રમાણ પૂરો કરી દો, કયો ઉમર (રદિ.) જુએ છે? તો તે યુવાન છોકરી કહે છે કે ઉમર (રદિ.) નથી જોતા તો ઉમર (રદિ.)ના અલ્લાહ તો જુએ છે, આ ઉદાહરણો પરથી ખબર પડી કે યુવાન છોકરાઓ અને છોકરીઓના દિલમાં આ એહસાસ દરેક સમયે રહે તો હતો કે અલ્લાહ તઆલા અમને જુએ છે! કુર્આન મજીદમાં ફરમાવ્યું:

﴿اَلَمْ يَعْلَمْ بِاَنَّ اللّٰهَ يَرٰى﴾ العلق : ١٤

શું તમે નથી જાણતા કે અલ્લાહ તઆલા જુએ છે?

એટલા માટે એમને અલ્લાહની વાતો પર અડગ વિશ્વાસ હતો, માટે જ ગુનાહોથી બચવું એમના માટે સરળ હતું, અને આ જ હાલત તેમના પછી આવનારા બુઝુર્ગોને પણ પ્રાપ્ત થઈ.

માટે, સુલૈમાન દારાની (રહ.) તંબુમાં એકલા છે. જંગલ છે. એક ગામડાની સ્ત્રી આવીને પોતે કહે છે કે હું તમારાથી મિલન કરવા ઈચ્છું છું, તો સુલૈમાન દારાની (રહ.)ના આંખમાં અશ્રુ આવી ગયા કે શૈતાને મને અલ્લાહથી દૂર કરવા માટે પોતાનો પ્રતિનિધિ મોકલી દીધો. તેમને રડતાં જોઈને સ્ત્રી લજ્જિત થઈ ગઈ અને જતી રહી. આ રડતાં રડતાં ઉંઘી ગયા. સૈયદના યૂસુફ અલયહિસ્સલામની ઝિયારત થઈ, આ ઘણા ખુશ થયા કે યૂસુફ (અલૈ.)ની ઝિયારત મને નસીબ થઈ રહી છે, તેમણે તેમને કહયું, હે અલ્લાહના નબી! આપ કેટલા મોટા ફિત્નાથી બચી ગયા હતા, ઝુલેખાએ આપથી કહયું:

﴿هَيْتَ لَكَ﴾

ગુનાહ માટે હાજર છું,

પરંતુ આપે ગુનાહ તરફ ધ્યાન જ ન આપ્યું, તો સૈયદના યૂસુફ (અલ.)એ જવાબ આપ્યો કે હું તો અલ્લાહનો નબી હતો, મારી સાથે તો અલ્લાહની ખાસ મદદ હતી. આ એટલી આશ્ચર્યજનક વાત નથી. આશ્ચર્યજનક

વાત તો એ છે કે તમને એકાંતમાં એક સ્ત્રીએ ગુનાહનું આમંત્રણ આપ્યું અને તમે તે ગુનાહની સ્થિતિમાં પણ બચી નીકળ્યા, હવે જુઓ અલ્લાહના નબીઓ સપનામાં અભિનંદ પાઠવી રહયા છે.

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં એક બુઝુર્ગ હતા ઉબૈદ બિન ઉમૈર, એક પતિએ તેની પત્ની સમક્ષ તેમનું વર્ણન કર્યુ કે તે ખૂબ નેક માણસ હતા. પત્ની ચંચળ હતી, સુંદર હતી. કહેવા લાગી કે જો કદી તેઓ મારો ચહેરો જુએ તો મારાથી મળવાની ઈચ્છા કરશે. તેમણે કહયું નહિ એવું નથી. કહેવા લાગી, સારું તમે રજા આપો હું તમને બતાવીશ કે કેવી રીતે ફસાય છે? તેને પોતાના સૌંદર્ય પર ઘણો ગર્વ હતો, માટે પતિએ કહયું ઠીક છે, એક દિવસ તે કોઈ મસઅલો પૂછવાના બહાને આવી અને આવીને તેણે ઉબૈદ સમક્ષ ચહેરો ખોલી નાખ્યો તો તેમણે તરત નજર નીચી કરી લીધી. આ કહેવા લાગી કે હું તો તમને (Miss) યાદ કરું છું અને હું રહી શકતી નથી. છોકરીઓ પુરુષો સમક્ષ જે ગાયનો ગાય છે, તેણે એ જ ગાયન શરૂ કરી દીધું તો તેમણે આ જવાબ આપ્યો કે એ કહો કે કયામતના દિવસે જયારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ હશે, બધા માણસો હશે, તે સમયે તમે પસંદ કરો છો કે મને હાથકડી લગાવીને રજૂ કરવામાં આવે કે આ બંને ઝાની (વ્યભિચારી) હતા? આ વાત સાંભળતાં જ તે સ્ત્રી ભયભીત થઈ ગઈ, કહેવા લાગી, એ તો હું પસંદ કરતી નથી. એમણે કહયું પછી કેમ મને ગુનાહનું આમંત્રણ આપી રહયાં છો? આ સાંભળીને તે સ્ત્રી પાછી આવી અને ઘર આવીને તેણે આખી જીંદગીની શૈલી બદલી નાખી. કહેવા લાગી કે જો પુરુષ એટલા નેક હોઈ શકે છે તો હું કેમ ન થઈ શકું? માટે, તે રાત્રે તહજ્જુદ પઢયા કરતી હતી. અને અલ્લાહ—અલ્લાહ કર્યા કરતી હતી, તો તેનો પતિ કહેતો હતો કે મેં ઉબૈદનું શું બગાડયું હતું કે તેણે મારી પત્નીને સંત (રાહિબા) બનાવી દીધી. આ અલ્લાહ વાળાઓની હાલત હોય છે કે જે થોડી વાર માટે પણ આવે છે, તેના દિલમાં પણ ઈમાન ભરી જાય છે.

બનાવ છે કે એક યુવકને એક બાંદી સાથે ખોટો પ્રેમ થઈ ગયો.

વાસનાવાળો પ્રેમ થઈ ગયો, તે તકની શોધમાં હતો કે આ કયાંક એકલી મળી જાય, એક રાત્રે કોઈ સ્થળે તે છોકરી તેને એકલી મળી ગઈ, તો તેણે કહયું કે બસ હું તો તમારા વગર રહી જ શકતો નથી. મને તમારાથી ઘણો પ્રેમ છે, જ્યારે તેણે આ શબ્દો કહયા તો તે છોકરી જવાબ આપવા લાગી કે જેટલો પ્રેમ તમને મારાથી છે, તેનાથી વધુ મને તમારાથી છે, પરંતુ હું અલ્લાહથી ડરું છું, તે નેક છોકરીની આ વાત તે યુવાનના દિલમાં ઊતરી ગઈ. અને તેણે હંમેશને માટે ગુનાહથી તૌબા કરી લીધી.

આ ઘટનાઓ જણાવે છે કે આપણા પૂર્વજોના દિલોમાં દરેક સમયે આ સ્મરણ હતું. આવી વિચારધારા હતી કે અલ્લાહ અમને જોઈ રહયો છે, આ કારણથી ગુનાહોથી બચવું સરળ થઈ ગયું હતું, હવે આજે આવી સ્થિતિ મા–બાપની પોતાની નથી હોતી, તેઓ બાળકોને શું બનાવશે? માટે ઈમાની કેળવણી આપવી આજકાલ મુશ્કેલ કામ બની ગયું છે, જે ખૂબ જ જરૂરી છે.

માટે, આમાં બાળકોને મશાઈખ પાસે મોકલવા પડે છે, એવા વડીલો પાસે મોકલવા પડે છે કે જેમની સંગતમાં રહીને બાળકોના દિલની આવી સ્થિતિ બની જાય. જો કે પ્રારંભ તો મા–બાપ જ કરે છે, માટે સ્ત્રીને જોઈએ કે, માતાને જોઈએ કે પોતાના બાળકની નાનપણથી જ આવી હાલત બનાવે કે અમે જે કરી રહયાં છીએ, અલ્લાહ જુએ છે અને કયામતના દિવસે આપણને નેકી પર સવાબ મળશે, ગુનાહ પર અઝાબ મળશે તો આપ જોશો કે નાનો બાળક પણ ગુનાહોથી બચશે.

એક પિતા પોતાના દીકરા સાથે જઈ રહયો હતો, રસ્તામાં દ્રાક્ષનો બગીચો હતો. તેણે પુત્રથી કહયું કે અહીંજ રસ્તામાં ઊભા રહો, હું અંદર જઈને દ્રાક્ષ તોડી લાઉં છું, જો કોઈ જોનાર આવી જાય તો મને અવાજ આપી દેજો, હું આવી જઈશ. પિતા દ્રાક્ષ તોડવા લાગ્યો પુત્રએ તરત કહયું:

يَا اَبِىْ ! يَااَبِىْ! اَحَدٌ يَّرَانَا

હે પિતા!હે પિતા! કોઈ આપણને જુએ છે,

તો પિતા ગભરાઈને આવી ગયા, જ્યારે જોયું તો કોઈ પણ નહોતું, કહેવા લાગ્યો તમે મને કેમ બોલાવ્યો? અહીં તો કોઈ પણ નથી, તેણે કહયું, હે

પિતા! બંદો તો કોઈ નથી જોઈ રહયો, પરંતુ બંદાઓનો પરવરદિગાર તો જોઈ રહયો છે. જુઓ! બાળકોની પણ આવીજ સ્થિતિ છે, તાત્પર્ય એ છે કે આપણી જીંદગીઓ માં પણ આ વસ્તુ પ્રાપ્ત થઈ જાય.

## ☆ ઈમાની કેળવણની શરૂઆતઃ

આનું પ્રારંભ એ રીતે થાય છે કે મા બાળકને બાળપણમાં સૌથી પહેલાં અલ્લાહનું નામ શિખવાડે. હદીષ શરીફમાં આવે છે કે જે મા પોતાના બાળકને સૌથી પ્રથમ અલ્લાહનું નામ શિખવાડે અને બાળક શબ્દ અલ્લાહ બોલે તો તેથી મા–બાપના પાછલા બધા ગુનાહ માફ થઈ જાય છે.

પછી બાળક જરા મોટો થાય તો તેને કલ્મો શિખવાડો, હદીષ શરીફ અગાઉ જણાવી ચૂકયા છીએ કે જે દિવસે બાળક લાઈલાહ ઈલ્લલ્લાહ પઢે છે, અલ્લાહ તઆલા આ શીખવનારનો કયામતના દિવસે હિસાબ નહિ લે. પછી બાળકમાં એવો એહસાસ નાખવામાં આવે કે આપણે બંદા છીએ, આપણને જન્મ આપનાર અલ્લાહ છે અને તે દરેક સમયે જુએ છે, જ્યારે આ એહસાસ તેના દિલમાં પેદા કરશો તો તે બાળક કોઈ પણ ખોટું કામ નહિ કરે, આને કહે છે ઈમાની તરબિયત.

## ☆ અલ્લાહની સ્મૃતિ કઈ રીતે થાય?

માટે સહલ તસ્તરી (રહ.) ઉમ્મતના મહાન બુઝુર્ગ થઈ ગયા છે. તેઓ કહે છે કે હું ત્રણ–ચાર વર્ષનો નાનો બાળક હતો, મને મામાએ બોલાવ્યો અને કહયું કે દીકરા! તમે અલ્લાહને યાદ કર્યા કરો, મેં કહયું કઈ રીતે કરું? ફરમાવવા લાગ્યા કે જ્યારે તમે રાત્રે બિસ્તર પર સુવા માટે જાઓ તો ત્રણવાર આ દિલમાં કહયા કરોઃ

وَ هُوَ مَعَكُمْ اَيْنَ مَا كُنْتُمْ

તે તમારી સાથે છે તમે જ્યાં કયાંય પણ હોવ

﴿اَلَمْ يَعْلَمْ بِاَنَّ اللّٰهَ يَرٰى﴾

શું નથી જાણતા કે અલ્લાહ જુએ છે?

આ બે આયતો મગજમાં રાખીને ત્રણવાર કહયા કરો કે અલ્લાહ મારી સાથે છે, મને જુએ છે, અલ્લાહ મારી સાથે છે, મને જુએ છે, અલ્લાહ મારી સાથે છે, મને જુએ છે. પછી ઉંઘયા કરો. બાળકે આવું કરવાનું શરૂ કરી દીધું. થોડાક દિવસો પછી કહયું કે તમે સાતવાર કહયા કરો, પછી થોડાક દિવસો પછી કહયું કે તમે અગિયારવાર કહયા કરો, જ્યારે ટેવ પડી ગઈ તો એક દિવસે મને ફરમાવ્યું કે તમે દરરોજ જ આવું કર્યા કરો. ફરમાવે છે હું ત્રણ–ચાર વર્ષનો બાળક હતો અને હું દરરોજ સૂતાં સમયે એ જ વાત વિચારતો કે અલ્લાહ મને જુએ છે, અલ્લાહ મારી સાથે છે, એટલે સુધી કે આ અહેસાસ મારા દિલ પર એટલો છવાઈ ગયો કે હું કોઈ પણ કામ નાફરમાની (અવજ્ઞા) વાળો કરતો નહિ. તેઓ ફરમાવે છે કે આની બરકત એ મળી કે મા–બાપે મને કુર્આન મજીદ યાદ કરવા લગાડી દીધો અને મેં છ વર્ષની ઉંમર પહેલાં કુર્આન પૂરો કરી લીધો. છ વર્ષની ઉંમર પૂરી થઈ નહોતી કે હું કુર્આન મજીદનો હાફિઝ બની ગયો, તો જુઓ! બાળકોના દિલમાં કઈ રીતે તેઓ આ અહેસાસ નાખે છે અને પછી તે બાળકો નાપણથી જ નેકી કરનારા બની જાય છે.

## ☆ તસવ્વુફ અને સુલૂકનો હેતુઃ

આપણા મશાઈખ સુલૂક વડે આ જ વસ્તુ શિખવાડે છે. માટે, અમારો સિલસિલો આલિયા નકશબંદિયાના જે પાઠો છે, તે અલ્લાહ–અલ્લાહના ઝિક્રથી શરૂ થાય છે, તેમાં સોળમો પાઠ છેઃ

وَ هُوَ مَعَكُمْ اَيْنَ مَا كُنْتُمْ

તે તમારી સાથે છે તમે જ્યાં કયાંય પણ હોવ

ખાનકાહોમાં મશાઈખની સેવામાં સમય પસાર કરવાનો હેતુજ એ છે કે નાનપણમાં ઈમાન ન શીખી શકે તો ચાલો આ ઉંમરમાં આવીને ઈમાન શીખી લે. આ બૈઅતનો અને આ નિયમિત રૂપે કરવામાં આવતા કાર્યોનો આ જ હેતુ છે.

માટે, એક બુઝુર્ગ હતા, તેમને લોકોએ કહયું કે હઝરત! આપ

ફલાણાથી તો એટલો પ્રેમ કરો છો, અન્ય લોકોથી એટલો પ્રેમ નથી કરતા? તો તે સમયે તેમણે કોઈ જવાબ ન આપ્યો, પછી એક દિવસે મહેમાનો માટે થોડીક મરઘીઓ ઝિબહ કરાવવાની હતી તો વાંધો ઉઠાવનાર લોકોને પણ છરી પકડાવી અને તે યુવકને પણ છરી પકડાવી અને કહયું આ મરઘીઓ એવી જગ્યાએ ઝિબહ કરો જ્યાં કોઈ જોતો ન હોય, તે લોકો ગયા, કોઈએ દિવાલની આડશમાં અને કોઇએ ઝાડની આડમાં તે મરઘી ઝિબહ કરી લઈને આવી ગયા. એ યુવક જેના પર તેમના પ્રેમની ખાસ દૃષ્ટિ હતી, તે થોડીવાર પછી આવ્યો. તે રડી રહયો હતો, હઝરત! આપે આદેશ આપ્યો અને હું હુકમ પૂરો કરી શકયો નહિ. પૂછયું કેમ ન કર્યો! હઝરત! હું જ્યાં પણ ગયો, દરેક સ્થળે અલ્લાહ મને જોઈ રહયો હતો.

માટે હેતુ એ છે કે આ અલ્લાહની યાદ કાયમી નસીબ થઈ જાય, આ સ્થિતિ મા–બાપે પોતાના બાળકના દિલમાં પેદા કરવાની હોય છે. આ તો આપ જાણતા હશો કે જ્યારે પોતાની બેટરી ખલાસ છે, પોતાના જ દિલમાં ગફલત છે તો બાળકોના દિલમાં આ વસ્તુ કઈ રીતે પેદા કરશો? માટે બાળકની ઈમાની કેળવણી એક મુશ્કેલ કામ છે, ખુશ–નસીબ માતાઓ છે જેમના પોતાના દિલમાં અલ્લાહનો ડર હોય છે અને તેઓ પછી પોતાના બાળકોમાં પણ એ જ ડર પેદા કરી દે છે, તો બાળકો બાળપણ થી જ ગુનાહોથી નફરત કરે છે અને નેકીના પ્રયત્નો કરે છે.

## ☆ એક માની અદ્‌ભુત યુકિત:

નજીકના જમાનાના ખ્વાજા કુત્બુદ્દીન બખત્યાર કાકી (રહ.)ની ઘટના કે મા તેમનો વિશ્વાસ કેળવવા માટે રોટલી સંતાડી દેતી હતી અને તેમને કહેતી હતી કે અલ્લાહથી માંગો જેથી દિલમાં વિશ્વાસ પાકો થઈ જાય કે અલ્લાહ મને રિઝક આપે છે, એક દિવસે મા રોટલી મૂકી શકી નહિ તો બાળકે ખુદ નિફિલ પઢી અને દુઆ માંગી, અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી તેને રોટલી અતા ફરમાવી દીધી, જુઓ કે મા કઈ રીતે બાળકનો વિશ્વાસ બનાવે છે અને અલ્લાહ તે માની કઈ રીતે મદદ ફરમાવે છે? આજે પણ જો કોઈ મા

દિલમાં એ પ્રણ કરી લે કે હું પોતે પણ નેક બનીશ, એવો સંપૂર્ણ ઈમાન પોતે પણ પ્રાપ્ત કરીશ અને મારા બાળકોના દિલમાં પણ આ નેઅમત ભરવાનું પ્રયત્ન કરીશ તો આપ જોશો કે અલ્લાહ તઆલાની ખુલ્લી મદદ આપને દેખાશે.

## (૧) અલ્લાહની મઅરિફત પેદા કરવી:

ઈમાની કેળવણીમાં સૌથી પ્રથમ વસ્તુ બાળકના દિલમાં અલ્લાહનો પરિચય કરાવવો અને એ વિચાર ભરવો કે દરેક નેઅમત આપણને એ જ પરવરદિગાર આપે છે, જો તે રિસાઈ ગયો તો આપણી જીંદગી બરબાદ થઈ જશે, પ્રેમ અને ભય બંને ભરી દેવા, જેથી પ્રેમમાં માણસ નેકી કરે અને ભયને કારણે માણસ ગુનાહોથી બચે અને આ એહસાસ થઈ જાય કે હું દરેક સમયે અલ્લાહની સામે છું, તે મને જોઈ રહયો છે, માટે આપણે નેકી કરવી જોઈએ અને બુરાઈ તથા કુકર્મોથી બચવું છે. બાળકના દિલમાં હલાલ અને હરામની સ્પષ્ટ માન્યતા પેદા કરવી જેથી બાળક ગુનાહથી એવો ડરે જે રીતે સાપ અને વીંછીથી ડરે છે. બાળકને આપ વીજળીના તારથી બચાવો છો કે નહિ? અને પછી બાળક બચે છે કે નહિ? કોઈ બાળક અડતો નથી, એ જ રીતે તેમને ગુનાહથી પણ બચાવો કે દીકરા! ગુનાહ કરવાથી અઝાબનું કરંટ લાગશે, તમારી રૂહાની મૃત્યુ આવી જશે તો સંતાનો ગુનાહ નહિ કરે. આજે આપણે કહીએ છીએ કે બાળકો બગડી ગયા તો આપણે તેમને બનાવવાનું પ્રયત્ન કયારે કર્યું કે તે બગડી ગયા?

હમ ઈલઝામ ઉનકો દેતે થે
કુસૂર અપના નિકલ આયા

જ્યારે આપણે બાળકોને આ ઈમાન શિખવાડવાનું પ્રયત્ન જ ન કર્યું તો બાળકો તો મોટા થઈને એ જ કરશે, જે તેમની નફસ કહેશે. માટે જે નાના બાળકો છે તેમની કેળવણીનું પ્રયત્ન આજથી જ કરો અને જે મોટા છે તેમને મશાઈખ પાસે મોકલો જેથી તેમના દિલમાં પણ આ સ્થિતિ આવી જાય, આ કરવાનું આવશ્યક કામ છે.

## (૨) નબીએ કરીમ (સલ.)નો પ્રેમ પેદા કરવો:

બીજો બિંદુ એ છે કે બાળકના દિલમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્રેમ ભરી દો. માટે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું વર્ણન એટલી શ્રેષ્ઠ પધ્ધતિથી કરો, એટલા પ્રેમથી કરો કે બાળકના દિલમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્રેમ ભરી જાય. અમે સ્ત્રીઓને જોઈ છે કે બાળકથી પોતાના પિયરનો પરિચય આપે છે તો પોતાના ભાઈને ચાંદ બનાવીને રજૂ કરે છે, ચંદા મામા કહે છે, જો પોતાના ભાઈનો પ્રેમ બાળકના દિલમાં આ રીતે પેદા કરી રહયાં છો તો અલ્લાહની બંદી! અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જેઓ આપણા આકા છે, આપણા સરદાર છે, તેમનો પ્રેમ કઈ રીતે પેદા કરવો જોઈએ?

## ☆ નબવી પ્રેમ કઈ રીતે પેદા થાય?

એની રીત એ છે કે હદીષની ઘટનાઓ સંભળાવો, જો બાળકના મનમાં આ એહસાસ પેદા કર્યો કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે કામ જે રીતે કર્યું છે, તે કામ આપણે એજ રીતે કરવાનું છે, તેમાં જ આપણી મુકિત છે, માટે, હઝરત અલી (રદિ.) ફરમાવ્યા કરતા હતા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો:

اَدِّبُوْا اَوْلَادَكُمْ عَلٰى ثَلٰثِ خِصَالٍ

કે પોતાની સંતાનોમાં ત્રણ ગુણો પેદા કરો.

(૧)આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્રેમ.

(૨)તેમના અહલે બૈત (પરિવારજનો)નો પ્રેમ અને

(૩)કુર્આન મજીદનો પ્રેમ. માટે, જેટલા સહાબા (રદિ.) હતા, બધા નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આશિક હતા. શું મોટા અને શું બાળકો.

એક યુવક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આવીને કહે છે કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારા દિલમાં

અલ્લાહના નબીનો ઘણો પ્રેમ છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું તો પછી તમે કયામતના દિવસે સફળ થઈ જશો, જુઓ! યુવક શું જવાબ આપે છે કે મારા દિલમાં અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્રેમ છે, આ જ પ્રેમ હતો કે નાના નાના બાળકો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે પોતાના પ્રાણ આપવા તૈયાર હતા.

બદ્રના મેદાનમાં મુઆઝ અને મઊઝ નાના-નાના બાળકો છે, તેમણે અબૂ જહલને મારી નાખ્યો, કેમકે આ કમનસીબ આપણા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તકલીફ પહોંચાડતો હતો, અલ્લાહુ અકબર કબીરા! નાના-નાના બાળકો એમના દિલમાં પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એવો પ્રેમ હતો.

## (૩) કુર્આન મજીદ સાથે રુચિ:

ત્રીજી વસ્તુ એ છે કે બાળકના દિલમાં કુર્આન મજીદ સાથે રસ પેદા કરો. બાળકોના દિલમાં કુર્આન મજીદનો અદબ હોય, તે શીખવાનો શોખ હોય, તે પઢવાનો શોખ હોય, બાળકને આ પ્રાપ્ત થઈ જાય, આનું પરિણામ એ આવશે કે બંદો અલ્લાહના અહકામ પઢશે અને તેના પર અમલ કરશે અને તેના પર તેનો વિશ્વાસ થશે.

સહાબા (રદિ.)ને કુર્આન કરીમ પર કેવો વિશ્વાસ હતો? ફકત એક ઘટના સાંભળી લો. ઈબ્ને મસઊદ (રદિ.) બીમાર હતા, ઉસ્માન ગની (રદિ.) તેમની ઈયાદત માટે તશરીફ લાવ્યા. પૂછયું કે ઈબ્ને મસઊદ! શું બીમારી છે? તેમણે જવાબ આપ્યો કે મને ગુનાહોની બીમારી છે, હવે જરા આરિફોની વાતચીત સાંભળો, પૂછવા વાળાએ પૂછયું શું બીમારી છે? તો જવાબ આપ્યો ગુનાહોની બીમારી છે?

તેમણે પૂછયું કે કોઈ ઈચ્છા દિલમાં છે? જવાબ આપ્યો કે અલ્લાહની રહમતની ઈચ્છા છે. તેમણે કહયું, હું તમારા માટે કોઈ ડોકટરને બોલાવું? જવાબ આપ્યો, ડોકટરે જ તો મને બીમાર કર્યો છે. તેમણે કહયું, સારું! હું કંઈક ભેટ આપવા ઈચ્છુ છું. આપ લઈ લો. કહેવા લાગ્યા ભેટની જીવતાં લોકોને

જરૂર છે, હું તો મારનાર છું, મને શી જરૂર છે?

તેમણે કહયું, આપની દીકરીઓ છે, દીકરો કોઈ નથી. આ ભેટ દીકરીઓના કામ લાગશે. ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવવા લાગ્યા કે મારી દીકરીઓને આની જરૂર નથી. મેં તેમને સૂરહ વાકિઆ યાદ કરાવી દીધી છે અને તેઓ દરરોજ સૂરહ વાકિઆ પઢે છે, અને મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે:

مَنْ قَرَأَ سُوْرَةَ الْوَاقِعَةِ كُلَّ لَيْلَةٍ لَمْ تُصِبْهُ فَاقَةٌ اَبَدًا

કે જે દરેક રાત્રે સૂરહ વાકિઆ પડશે, તેને કયારે પણ ફાકા (ભૂખ)નો અઝાબ નહિ પહોંચે.

સુબ્હાનલ્લાહ કેટલો વિશ્વાસ હતો દિલમાં! આજે કુર્આન મજીદ વિશે આપણો આ વિશ્વાસ છે?

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કુર્આન મજીદમાં એક સૂરત છે, ત્રીસ આયતોની અર્થાત સૂરએ મુલ્ક, મારું દિલ ઈચ્છે છે કે તે સૂરત મારા દરેક ઉમ્મતીના દિલમાં હોય.

શું આપણામાંથી દરેક સ્ત્રીને અને દરેક પુરુષને યાદ છે? નહિ, ગફલતની હદ જુઓ, માટે બાળકોના દિલમાં કુર્આન મજીદનો પ્રેમ જન્માવો.

પછી કુર્આન મજીદની આયતો જ્યારે માણસ પઢશે તો તેના પર તેની અસર થશે, યુવાન સહાબા (રદિ.)ની આ જ સ્થિતિ હતી.

ઈબ્ને અબ્બાસ (રદિ.) રિવાયત કરે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

﴿يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قُوْا اَنْفُسَكُمْ وَ اَهْلِيْكُمْ نَارًا﴾

જ્યારે આ આયત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પવિત્ર જીભથી નીકળી, એક યુવાન સહાબી (રદિ.) ધ્રુજી ગયા અને નીચે પડી ગયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જોયું કે આ તો અંતિમ ક્ષણમાં છે તો ફરમાવ્યું કે કલ્મો પઢો, તેણે કલ્મો પઢયો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, તમને જન્નતની ખુશખબરી છે, તો જોનારા લોકોએ

પૂછયું કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એના માટે જ? તો ફરમાવ્યું:

﴿ذٰلِكَ لِمَنْ خَافَ مَقَامِيْ وَ خَافَ وَعِيْدِ﴾ ابراهيم : ١٤

આ કુર્આની આયત છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે જે મારા વચનથી ડરશે અને જે મારી સામે ઊભો રહેવાથી ડરશે, આ જન્નતની નેઅમત તેને અતા કરવામાં આવશે. તો જુઓ! કુર્આનની આયત સાંભળીને કેવી હાલત થઈ જાય છે? આ તે વસ્તુઓ છે જેમને તમન્ના બનાવીને માંગવી જોઈએ, પછી માણસ નેક અને દીનદાર બની જાય છે.

## ☆ બાળકોનો કુર્આનથી પ્રેમ:

નજીકના જમાનામાં એક બુઝુર્ગ થઈ ગયા. અલ્લામા શામી (રહ.) અમારા સિલસિલાના બુઝુર્ગ હતા. તેમનો બનાવ છે કે તેઓ બાળક હતા. અને કુર્આન મજીદના હાફિઝ બની ગયા હતા. આ પોતાના પિતા સાથે દુકાન પર બેસતા હતા, તે સમયે તેઓ નાબાલિગ (સગીર) હતા અને ખાલી સમયમાં બેસીને કુર્આન પઢયા કરતા હતા. એક દિવસ એક ગ્રાહક આવ્યો. તેણે કુર્આન પઢતાં જોયા તો બાળકને કહયું કે દીકરા! દુકાન પર બેસીને કુર્આન પઢવું યોગ્ય નથી, તેણે કહયું કેમ? તો ગ્રાહકે કહયું કે એક તો તમે જે પઢો છો તે દરેક વ્યકિત સાંભળશે નહિ તો તે ગુનેહગાર થશે અને બીજું એ કે લોકો તમને નેક સમજીને તમારી વસ્તુ ખરીદવા પ્રેરાશે, તો આ તો તમે માર્કેટીંગ કરી રહયા છો. બસ આ વાત સાંભળીને તેઓ ત્યાંથી ઉઠયા અને પોતાના પિતાને કહયું કે અબ્બુ! મારે દીન શીખવું છે, સઈદ હમવી (રહ.)તે સમયના બુઝુર્ગ હતા, આ તેમની સેવામાં પહોંચ્યા અને એટલું જ્ઞાન પ્રાપ્ત કર્યું કે અલ્લામા શામી ઈબ્ને આબિદીન બની ગયા. બાળકોના દિલમાં કુર્આન મજીદનો આવો પ્રેમ હોવો જોઈએ.

## ☆ ચારવર્ષનો બાળક હાફિઝે કુર્આન:

હારૂન રશીદના દરબારમાં એક બાળક લાવવામાં આવ્યો, જેની ઉંમર

ચારવર્ષની હતી. અને તે કુર્આનનો હાફિઝ હતો, તેને ભૂખ લાગી તો તે રડવા લાગ્યો, પિતાએ કહયું, દીકરા! તમે રડશો નહિ, હું તમને ગોળ લાવીને આપીશ હારૂન રશીદે તેનાથી પાંચ જગ્યાએથી કુર્આન મજીદ સાંભળ્યો, તેણે દરેક જગ્યાએથી ખરું સંભળાવી દીધું. માટે આપ પણ પોતાના બાળકોના દિલમાં બાળપણથીજ કુર્આન મજીદનો પ્રેમ પેદા કરો.

## (૪) નમાઝની તાલીમ:

ચોથી વસ્તુ એ છે કે બાળકોને નમાઝ શિખવાડો, માટે શરીઅતે કહયું કે બાળકને ૭ વર્ષની ઉંમરમાં નમાઝનો આદેશ અને જ્યારે ૧૦ વર્ષનો થઈ જાય અને નમાઝમાં આળસ કરે તો હવે તેને સજા પણ આપો. પરંતુ બાળકો તો આનાથી બહુ પહેલાં નમાઝ પઢવાનું શરૂ કરી દે છે. માટે હદીષ શરીફમાં છે કે જ્યારે બાળકને ડાબા અને જમણા હાથનો તફાવત ખબર પડી જાય, તે એટલો સમજુ થઈ જાય કે તેને ખબર પડે કે મારો ડાબો હાથ કયો છે અને જમણો હાથ કયો છે. જમણા અને ડાબાની સમજ આવી જાય તો ફરમાવ્યું કે તે ઉંમરથી બાળકને પોતાની સાથે નમાઝ પઢવાની ટેવ પાડો, એનો અર્થ એ છે કે મા જ્યારે પોતે નમાઝ પઢે ત્યારે ઘરના નાના બાળકો, ભલે તેઓ ત્રણ–ચાર વર્ષના જ કેમ નહોય, તેમને પણ પોતાની સાથે ઊભા કરી લે અને અમે જોયું છે કે આશરે બે વર્ષના બાળકો માને જ્યારે નમાઝ પઢતાં જુએ છે તો તેઓ પણ મુસલ્લા પર આવીને સજદો કરે છે, તેમને એટલી ખબર હોતી નથી કે હું પૂર્વ તરફ પઢું છું કે પશ્ચિમ તરફ અને તેમની નમાઝ પણ એવી જ હોય છે કે ઊભા થાય છે અને સીધા સજદામાં જતા રહે છે. રૂકુઅ તો તેમનું થતું જ નથી. કેટલાયે બાળકોને અમે જોયાં છે. અમે હનાનાને જોઈ કે તે આવે છે.મા સાથે ઉભી થઈ જાય છે અને પછી સીધી જમીન પર પેટ અડાદીને સુઈ જાય છે. તો આ ઉંમરથી બાળકો પોતાના મા–બાપ સાથે નમાઝ પઢવામાં સામેલ થઈ જાય છે, માટે માને જોઈએ કે તેમને વુઝૂ શિખવાડે, નમાઝ શિખવાડે, યાદ કરાવે અને તેમને નમાઝ પઢવાની પધ્ધતિ સમજાવે. આ માનું કામ હોય છે.

હવે જો મા પોતે નમાઝી હશે તો બાળકને પણ નમાઝ શિખવાડશે અને

જો પોતે જ નમાઝની પાબંદી નહિ કરે તો બાળકો કયાંથી પાબંદ બનશે?

## ☆ એક માનું દીકરાઓની નમાઝ પર અફસોસ:

પહેલાંના સમયની માતાઓ બાળકોની નમાઝ એટલી શ્રેષ્ઠ બનાવી દેતી હતી કે બાળકોને વિલાયતનું નૂર મળી જતું હતું. વાત અજબ છે પરંતુ પ્રસંગ પ્રમાણે છે એટલે પ્રસ્તુત કરી દઉં છું. ઈમામ ગિઝાલી બે ભાઈઓ હતા. મોટાનું નામ અહમદ ગિઝાલી (રહ.) અને નાનાનું નામ મુહમ્મદ ગિઝાલી (ઈમામ ગિઝાલી રહ.)આ શહેરના ખતીબ અને ફકીહ હતા. મોટા ભાઈ મહાન ઝિક્રમાં તલ્લીન રહેનાર અને સાહિબે કશ્ફ હતા પરંતુ નમાઝ અલગ પઢતા હતા. ઈમામ ગિઝાલી (રહ.)થી લોકો વાંધો પણ કરતા કે ઈમામ સાહબ! આપના તો પોતાના ભાઈ આપની પાછળ નમાઝ નથી પઢતા? તે તેમને બહુ ખોટું લાગતું, એક દિવસ માતા પાસે આવ્યા અને કહયું કે અમ્મી! ભાઈ મારી પાછળ નમાઝ નથી પઢતા, માએ મોટા પુત્રને બોલાવીને કહયું કે અહમદ! તમે મુહમ્મદની પાછળ નમાઝ પઢયા કરો, તેમણે કહયું સારું છે અમ્મી, પઢીશ. હવેની નમાઝમાં ઈમામ ગિઝાલી (રહ.) મુસલ્લા પર વધ્યા અને અહમદ ગિઝાલી (રહ.) પાછળ ઊભા છે, નમાઝની નિય્યત બાંધી લીધી. પહેલી રકાત થઈ ગઈ. જ્યારે બીજી રકાત શરૂ થઈ તો અહમદ ગિઝાલીએ નમાઝની નિય્યત તોડી અને સફમાંથી નીકળીને ઘરે જતા રહયા, અને ત્યાં જઈને નમાઝ પઢી, લો હવે તો વધારે શોર થયો, લોકોએ કહયું આ શું વાત થઈ? ઈમામ ગિઝાલી (રહ.)ને ઘણી શરમ આવી. તેઓ ખૂબ માનસિક તાણમાં આવી ગયા અને કહયું કે અમ્મી! મારા ભાઈએ તો મને બદનામ કરી દીધો, લોકો સમક્ષ મને લજિજત થવું પડયું. માતાએ મોટાને બોલાવ્યો અને કહયું, દીકરા! મેં કહયું હતું કે ભાઈની પાછળ નમાઝ પઢજો, તો તમે આવી હરકત કેમ કરી? જવાબ આપ્યો કે અમ્મી! આપે કહયું હતું કે આની પાછળ નમાઝ પઢજે. જ્યાં સુધી આ નમાઝની હાલતમાં હતો હું તેની પાછળ હતો, જ્યારે આ નમાઝમાં જ ન હોતો તો મારે તેની પાછળ ઊભા રહેવાની શી જરૂર હતી? માએ પૂછયું કે શું મતલબ? તેમણે કહયું આને જ પૂછો. હવે ઈમામ

ગિઝાલીનું માથું શરમથી નમી ગયું. માએ પૂછયું શું હાલ હતો દીકરા? તેમણે કહયું મમ્મી! મારે પાઠ (દર્સ) આપવાનો હતો અને નમાઝથી પહેલાં હું હૈઝ, નિફાસ અને ગુસ્લ વિશે સ્ત્રીઓના કેટલાક મસાઈલ પઢી રહયો હતો. નમાઝનો સમય થઈ ગયો, મેં જ્યારે નમાઝ શરૂ કરી તો મારું ધ્યાન અલ્લાહ તરફ હતું, જ્યારે બીજી રકાત થઈ તો મને એક મસઅલો યાદ આવ્યો અને મેં એ મસઅલા વિશે વિચારવાનું શરૂ કર્યું. તો મોટા ભાઈએ કહયું કે જુઓ આ નમાઝમાં ઊભો સ્ત્રીઓના મસઅલા વિચારી રહયો હતો, તો હું તેની પાછળ કેમ ઊભો રહું? માતાએ જ્યારે આ વાત સાંભળી તો એક ઠંડો સ્વાસ લીધો અને કહેવા લાગ્યાં અફસોસ! મારા બે દીકરા હતા અને બંને માંથી મારો કોઈ ન બન્યો. તો તેમણે પૂછયું અમ્મી! કેમ આપના ન બન્યાં? કહેવા લાગ્યાં કે એક મુસલ્લા પર ઊભો નમાઝમાં સ્ત્રીઓની વાતો વિચારી રહયો છે અને બીજો તેની પાછળ ઊભો તેના દિલ તરફ જોઈ રહયો હતો. અલ્લાહ તરફ કોઈનું ધ્યાન નહોતું. એવા મસઅલા જે મોટા મોટા મશાઈખ શિખવાડતા હતા, તે સમયની માતાઓ પોતાના બાળકોને એ મસઅલા શિખવાડી દેતી હતી. એટલા માટે કે તે માતાઓએ પોતે દીન શીખેલો હતો. કોઈને કોઈ અલ્લાહવાળા સાથે સંબંધ ધરાવતા હતા.

## ☆ માતાઓની દીકરાઓને નસીહતઃ

નજીકના જમાનામાં હઝરત મિર્ઝા મઝહરે જાને જાનાંથી એક મહિલા બૈઅત હતી, તેમના બે પુત્રો હતા. એક પુત્રનું નામ મૌલાના મુહમ્મદ અલી અને બીજા તેમના ભાઈ તો જ્યારે આઝાદીની સમસ્યા શરૂ થઈ તો માતાએ પોતાના પુત્રોને બોલાવીને કહયું ખિલાફત પર દીકરા પોતાની જાન આપી દો. જોયું! આ મા હોય છે.

હઝરત ખન્સા (રદિ.) બાળકને બોલાવીને કહે છે કે દીકરા! તમે મોટા થજો, અલ્લાહના માર્ગમાં જિહાદ કરજો અને હું તમારી લાશો જોઈશ કે જખમ છાતીએ છે કે પીઠ પર લાગ્યા છે. છાતીએ લાગ્યા હશે તો ખુશ થઈશ. પુત્રએ પૂછયું અમ્મી! કેમ આવી વાતો કહો છો? જવાબ આપ્યો કે દીકરા! કયામતના

દિવસે મને પોકારવામાં આવશે કે શહીદની મા કયાં છે? અલ્લાહની સામે આબરૂદાર બની જઈશ, અલ્લાહુ અકબર કબીરા. આ ઈમાની કેળવણી જીંદગીનો હેતુ છે અને ઘણું મુશ્કેલ છે.

તો પહેલી વાત બાળકોના દિલની અંદર અલ્લાહ રબ્બુલ ઈઝઝતનું ધ્યાન ભરી દેવું, પ્રેમ અને ભય બંને ભરી દેવા જેથી પ્રેમના કારણે માણસ નેકી કરે અને ભયને કારણે માણસ ગુનાહથી બચે અને એ એહસાસ થાય કે હું દરેક સમયે અલ્લાહ સમક્ષ છું અને તે મને જુએ છે.

બીજી વાત, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્રેમ ભરવો જેથી બાળક સુન્નત પર અમલ કરે. ત્રીજી વાત કુર્આન મજીદનો પ્રેમ ભરી દેવો જેથી બાળક તેની તિલાવત કરે અને તેના શિક્ષણ મુજબ જીવન પસાર કરે.

ચોથી વસ્તુ બાળકોને નમાઝ શિખવાડવી. પિતાને જોઈએ કે બાળકો જ્યારે જરા મોટા થઈ જાય તો તેમને નમાઝ માટે આંગળી પકડીને સાથે લઈ જાય. મસ્જિદના આદાબ બાળકને શિખવાડો, પહેલાં જુમ્આની નમાઝમાં બાળકને લઈ જાય, ઈદની નમાઝમાં લઈ જાય. જ્યારે થોડો મોટો થાય તો પછી પાંચેય સમયની નમાઝમાં લઈ જાઈ. વધુ થોડો મોટો થાય તો બાળકને ઈસ્તેખારા કરવું, તહજજુદ પઢવી, બીજા નવાફિલ પઢવા, આ બધાની પણ ટેવ પાડવી જોઈએ.

માટે હઝરત અલી (રદિ.)એ હઝરત હસન (રદિ.)ને જાતે વુઝૂ કરવાનું શિખવાડયું, માટે પૂર્વજો મસ્જિદની પાસે પોતાનું ઘર બનાવતા હતા જેથી બાળકો માટે મસ્જિદમાં આવાગમન સરળ થાય, બાળકો મા–બાપને જે કરતાં જુએ છે તેવું જ કરે છે.

માટે, એકવાર અમે જોયું કે ઘરના કેટલાક બાળકો પરસ્પર રમી રહયા હતાં, તેઓ કહેવા લાગ્યા કે આવો મુરાકેબા કરીએ, તો તે છોકરા–છોકરીઓ માથું નમાવીને બેસી ગયા, જે રીતે મુરાકેબા થાય છે અને પછી જ્યારે મુરાકેબા સમાપ્ત થયો તો એક છોકરી કહેવા લાગી કે મારી મોટી કૈફિયત (સ્થિતિ) બની

રહી છે, જાણ થઈ કે જે મોટા લોકોને કરતાં જોયું તો નાના બાળકોએ પણ એમ જ કર્યું.

## ☆ બાળકોને રોઝાની ટેવ પાડો:

નમાઝ શિખવાડવાની સાથો સાથ બાળકને રોઝાની ટેવ પાડવી જોઈએ. જ્યારે યોગ્ય ઉમર થઈ જાય તો કે બાળક રોઝો રાખી શકે તો બાળકને શરૂઆતમાં રમઝાનના થોડાક રોઝા રખાવવા જોઈએ, જ્યારે એવું લાગે કે તે રોઝો રાખી શકશે તો બાલિગ થાય તે પહેલાં રમઝાનના રોઝાની ટેવ પાડવી જોઈએ અને અલહમ્દુલિલ્લાહ કેટલાય બાળકો એવા છે કે નાબાલિગ છે, સમજદાર છે પરંતુ રોઝા રાખે છે.

સહાબા (રદિ.) ફરમાવે છે કે જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આદેશ આપ્યો કે ૧૦, મુહર્રમના દિવસે રોઝો રાખો તો અમે અમારા બાળકોને રોઝા રખાવતા હતા. અને જો બાળકો ભૂખ અને તરસના કારણે રડતાતો અમે તેમને રમવા માટે રમકડાં આપી દીધાં કરતાં હતાં. આ હદીષ શરીફથી ખબર પડે છે કે તે બાળકોની ઉંમર એટલી નાની હતી કે સમય પસાર કરવા માટે તેમને રમકડા આપી દેવામાં આવતા હતા. માટે, આપણે પણ આ જ રીતે ઘરોમાં બાળકોને રોઝા રાખવાની ટેવ પાડવી જોઈએ.

અમારો એક કલાસફેલો હતો. એ ઉંમરે જ્યારે તે કોલેજમાં હતો. ૧૭–૧૮ વર્ષની ઉંમર હશે, એટલો જાડો હતો કે તે સમયે તેનું વજન એક સો કિલોથી પણ વધું હતું, પણ રમઝાનના રોઝા રાખતો નહોતો. મેં તેને પૂછયું કે કેમ રોઝો રાખતા નથી? જવાબ આપે છે કે અમ્મી કહે છે કે તમે કમજોર થઈ જશો. સુબહાનલ્લાહ. ૧૮ વર્ષની ઉમરમાં છોકરાનું વજન ૧૦૦ કિલો છે. અને મા કહી રહી છે કે રોઝા ના રાખો, તમે કમજોર થઈ જશો. એટલા માટે કે માના દિલમાં ખુદ રોઝાનું મહત્વ નથી.

## ☆ બાળકોને હજ શિખવાડવી:

રોઝા રાખ્યા પછી જો અલ્લાહ તક આપે તો પછી બાળકને પણ હજ

શિખવાડવી અને કરાવવી જોઈએ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ બાળપણમાં હજ કરી. હઝરત અબુલ ફઝલ (રદિ.)એ બાળપણમાં હજ કરી. ઉસામા (રદિ.)એ બાળપણમાં હજ કરી, હજજતુલ વિદાઅમાં આ સૌ સામેલ હતા. સાઈબ બિન યઝીદ (રદિ.) ફરમાવે છે કે મેં સાત વર્ષની ઉંમરે હજ કરી, તો સહાબા (રદિ.) પોતાના બાળકોને પણ હજ–ઉમરહમાં સાથે લઈને જતા હતા. માટે, જે લોકોને અલ્લાહ તઆલા શકિત આપે તેઓ હજ અને ઉમરહ પણ પોતાના બાળકોને કરાવે.

## ☆ બાળકો બાલિગ થાય તો તેમનાંથી ઝકાત અપાવવી:

સાતમી વસ્તુ એ છે કે બાળકો જ્યારે યુવાનીની ઉંમરે પહોંચે તો તેમને ઝકાત આપવાની ટ્રેઈનીંગ આપવી જોઈએ. હદીષ શરીફમાં છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે એક સ્ત્રી આવી, તેના ખોળામાં એક છોકરી હતી. તે છોકરીએ બે બંગડીઓ પહેરેલી હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ્યારે જોયું તો તે સ્ત્રીને કહયું કે આ છોકરીની બંગડીઓની ઝકાત આપો છો? તો તેતે કહયું કે નહિ, ફરમાવ્યું કે પછી તો કયામતના દિવસે આ બંગડીઓના સ્થાને આને આગની બંગડીઓ પહેરાવવામાં આવશે, અલ્લાહુ અકબર. આ સાંભળતાંજ માએ તે બંગડીઓ ઊતારી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આપી દીધી કે હે અલ્લાહના નબી! અલ્લાહને માટે આને સ્વાકારી લો. માટે નાના બાળકોને પણ જ્યારે યુવાવસ્થાએ પહોંચે તો ઝકાત આપવાનો વિચાર તેમના માનસમાં નાખવામાં આવે. આજે તો છોકરીઓને ઘરેણાં બનાવવાની ચિંતા હોય છે, પરંતુ ઝકાત આપવાની ચિંતા હોતી નથી.

હવે આ સાત વાતો એવી છે, જેમને શિખવાડવાથી બાળકની કેળવણી થઈ જશે. એક અલ્લાહ તઆલાનું ધ્યાન પેદા કરવું, બીજું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્રેમ કેળવવો, ત્રીજું કુર્આન મજીદનો પ્રેમ જન્માવવો, ચોથું નમાઝની ટેવ પાડવી, પાંચમું રોઝાની ટેવ પાડવી, છઠું હજ

અને ઉમરહ કરાવવું અને શિખવાડવું અને સાતમું ઝકાત આપવાની ટેવ નાખવી. માટે, જેટલા પણ ઈસ્લામના અરકાન છે, તે આપે જો બાળકોને શિખવાડી દીધાં તો આપે બાળકોને દીન શિખવાડી દીધું.

## ☆ ઈમાન પર મુગ્ધ થવાનો પાઠ શીખવવો:

તે પછી એક પોઈન્ટ બીજું છે, તે એ કે બાળકોમાં દીનનો એવો પ્રેમ પેદા કરો કે જ્યારે જો કયારે સમય આવે તો બાળક પણ પ્રાણ આપી દે, પરંતુ દીનથી પાછળ ન ખસે. આને કહે છે દીન પર મક્કમતા. આ બાળકોને શિખવાડવી પડે છે, તેમને બતાવવું પડે છે કે બાળકો! તમે દીનને છોડશો નહિ.

માટે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક યુવાન સહાબી (રદિ.)ને કહયું કે તમે તૌહીદ સાથે લાગેલા રહેજો એટલે સુધી કે તમને કોઈ ફાંસીએ લટકાવી દે અથવા આગમાં નાખી દેવામાં આવે અથવા પર્વતથી નીચે પાડી દેવામાં આવે તો પણ તૌહીદથી પાછળ ખસશો નહિ.

માટે, આ વસ્તુ બાળકોને શિખવાડવાની છે કે દીનની ઉપર આપણે દરેક હાલતમાં અમલ કરવાનું છે, પ્રાણ જઈ શકે છે પરંતુ દીનને આપણે કદાપિ ત્યજી શકીએ નહિ. આ ઈમાનનું કમાલ છે.

હઝરત મૂસા (અલ.)ના સમયમાં જાદૂગરોને આ સ્થિતિ પ્રાપ્ત થઈ. ફિરઔને જાદૂગરોને કહયું કે હું તમારા એક તરફનો હાથ અને બીજી તરફનો પગ કાપી નાખીશ. જવાબમાં તેમણે કહયું:

﴿فَاقْضِ مَا اَنْتَ قَاضٍ﴾

તું જે કરી શકે છે, કરી લે,

અમે હવે પાછળ ખસવાના નથી.ફિરઔને પોતાની પત્ની પર પણ ઘણો અત્યાચાર કર્યો કે ઈમાનથી ખસી જાઓ, તેણે પણ કહયું કે હું પાછળ ખસી શકું તેમ નથી. અલ્લાહ તઆલાને તે સ્ત્રીનું સજા સહન કરવું એટલું પસંદ આવ્યું કે અલ્લાહ તઆલાએ તેનું વર્ણન કુર્આન મજીદમાં કર્યુ.

તો બાળકોને દીનપર મક્કમતાની ભાવના પણ શિખવાડવી પડે છે,

તેના માટે વાકિઆત (બનાવો) સંભળાવવા પડે છે. પોતે દીન પર અડગ રહીને દેખાડવું પડે છે, તો બાળકો પણ મક્કમ બની જાય છે.

## ☆ ઈમાન પર મક્કમતાની અજબ ઘટના:

એક ઘટના સંભળાવીને મારી વાત પૂરી કરીશ. પહેલાના સમયમાં બની ઈસરાઈલમાં એક રાજા હતો, ખુદાઈનો દાવો કરતો હતો, દેશ હતો, માલ હતો, લોકો હતા, મોજ મજાનું જીવન માણી રહયો હતો. તે રાજા પાસે એક જાદૂગર હતો. જેનાથી જાદૂ વડે પોતાના વિભિન્ન કામ કરાવતો હતો અને રાજાની ખુદાઈ ચળકતી હતી. તે જાદૂગર વૃધ્ધ થઈ ગયો. તેણે રાજાને કહયું કે જનાબ! કોઈને કહો કે તે મારાથી જાદૂ શીખી લે જેથી મારા પછી જે આપની પાસે વિવિધ કર્યો છે, તે કરતો રહે. તો રાજાએ એક યુવકથી કહયું કે તમે આનાથી જાદૂ શીખી લો. તે યુવક જાદૂ શીખવા માટે તે જાદૂગર પાસે જતો. અલ્લાહની શાન કે રસ્તામાં એક સંત રહેતા હતા. બાળકનો પરિચય તેમની સાથે થઈ ગયો. તે સંતે જણાવ્યું કે મિયાં! આ રાજા આપણો ખુદા નથી, ખુદા તો કોઈ અન્ય છે. યુવકને સંતની વાતો સારી લાગતી હતી. માટે, રસ્તામાં તે આ વાતો પણ શીખતો અને જાદૂગર પાસે પણ જતો રહેતો. એટલે સુધી કે સંતની વાતો દિલ પર એવી પ્રભાવિત થઈ કે યુવકે આ વિશ્વાસ બનાવી લીધો કે આપણો ખુદા એક છે, રાજા ખુદા નથી યુવકના દિલમાં ઈમાન ભરી ગયો. એ વાત પણ બેસી ગઈ કે નફો–નુકસાન અલ્લાહ આપનાર છે, મુશ્કેલને ઉકેલનાર અલ્લાહ છે. એક દિવસે તે યુવક આવી રહયો હતો તો ખબર પડી કે જંગલનો સિંહ માર્ગમાં કયાંક આવીને બેસી ગયો અને લોકો પરેશાન છે કે હવે અમે આગળ–પાછળ કઈ રીતે જઈએ? તે યુવકે અલ્લાહનું નામ લઈને એક બાણ ચલાવ્યો અને તે સિંહ મરી ગયો. લોકોને મુસીબતથી મુકિત મળી ગઈ. લોકોમાં આવાતની ઘણી ચર્ચા થઈ કે તે યુવકે બાણ વડે સિંહને મારી નાખ્યો. જ્યારે આ વાત સંત સુધી પહોંચી તો તેમણે યુવકને પૂછયું કે તમે સિંહને કઈ રીતે માર્યો? તેણે કહયું કે મેં અલ્લાહને મદદ માટે પોકાર્યો અને અલ્લાહ પર વિશ્વાસ મૂકીને બાણ ચલાવ્યું કે મારો અલ્લાહ મુસીબતથી મુકિત આપશે. સંતે

કહયું કે સારું! જો તમારી આ દશા બની ગઈ છે તો હવે તમે આકરી પરીક્ષાઓ માટે તૈયાર રહેજો, પરંતુ મહેરબાની કરીને મારું નામ જાહેર ન કરશો કે મેં તમને ઈમાન શિખવાડયું છે. હું વૃધ્ધ છું. હું આ સમયે તકલીફો સહન કરી શકતો નથી. તે યુવકે વચન આપી દીધો. સમય પસાર થતો રહયો. રાજાનો એક ધનિષ્ઠ મિત્ર હતો, તે કોઈ મુસીબત અને માંદગીમાં સપડાયો. કોઈએ તેને કહયું કે ભાઈ તે યુવક પાસે જાઓ અને દુઆ કરાવો. તે આ યુવક પાસે આવ્યો. યુવકે કહયું કે હું દુઆ તો કરીશ પરંતુ શરત એટલી છે કે તમે એમ માનોકે આપણો અલ્લાહ આકાશ પર છે, આ રાજા આપણો ખુદા નથી, તે માંદગીમાં સપડાયેલો હતો, તેણે વાત માની લીધી. યુવકે દુઆ કરી, અલ્લાહ તઆલાએ તેની મુસીબત ખતમ કરી દીધી. તે રાજાનો સાથી હતો, તેનો પણ વિશ્વાસ પાકો બની ગયો કે આપણો ખુદા તો કોઈ અન્ય છે. એક દિવસે જ્યારે તે રાજા સાથે બેસીને વાતો કરી રહયો હતો કે ભાઈ ફલાણાનો હાલ શું છે? તેણે કહયું કે અલ્લાહ તઆલાએ તેને સાજો કરી દીધો, તેણે કહયું કયો ખુદા? તેણે જવાબ આપ્યો જે આકાશમાં છે, અરે! તમને કોણે આ વાત જણાવી? તેણે કહયું તે યુવકે. લો હવે યુવક ફસાયો. રાજાએ તેને બોલાવ્યો. તેણે કહયું મેં તમને જાદૂ શીખવા માટે મોકલ્યો હતો અને તમે લોકોને આવું શિક્ષણ આપી રહયા છો કે હું ખુદા નથી, ખુદા કોઈ અન્ય છે? તેણે કહયું જી! સાચી વાત તો એ જ છે કે ખુદા તો અમારો કોઈ અન્ય છે. રાજાએ આદેશ આપ્યો કે આ યુવકને આગમાં નાખી દેવામાં આવે. આગમાં નાખવામાં આવ્યો, યુવક સલામત રહયો. રાજાએ કહયું આને પાણીમાં ડુબાડી દેવામાં આવે, માટે નાવને પાણીમાં નાખીને ઉંધી કરી દેવામાં આવી. અન્ય બધા લોકો મરી ગયા, આ ફરીથી બચી ગયો, રાજાએ કહયું પર્વતથી નીચે પાડી દો. પર્વતથી ધક્કો મારીને નીચે પાડવામાં આવ્યો, તો પણ સલામત રહયો તો રાજાએ તેને બોલાવીને પૂછયું કે શું મુસીબત છે, તમે મરતાં કેમ નથી? તેણે કહયું મારી મરવાની રીત એ છે કે શહેરના બધા લોકોને ભેગા કરો અને તેમની સામે મને એક સ્થળે ઊભો કરીને મારા બાણના ભાથા માંથી એક બાણ કાઢો અને બાણ કાઢયા પછી એમ કો કે હું આ બાણને ફેંકું છું.

بِاسْمِ رَبِّ هَـٰذَا الْغُلَام

તે રબના નામથી જે આ ગુલામનો રબ છે.

માટે, રાજાએ આવું જ કર્યું. લોકોને ભેગાં કર્યાં. યુવકને સૌની સામે ઊભો કર્યો અને બાણ કાઢીને આ કહીને બાણ ફેંકયો કે આ ગુલામના રબના નામથી હું બાણ ફેંકું છું, બાણ યુવકને લાગ્યો, યુવક મરી ગયો. આ બનાવ જોઈને જેટલી પ્રજા હતી, તે સમગ્ર મુસલમાન બની ગઈ એટલે કે બધા ઈમાન લઈ આવ્યા. હવે રાજા હેરાન. તેણે પ્રજાને કહયું કે તમે કઈ રીતે અન્યને ખુદા માની શકો, ખુદા તો હું છું. પ્રજાએ કહયું, નહિ હવે તો અમે આંખોથી જોઈ લીધું છે. ખુદા એ જ છે, જે આ યુવકનો ખુદા છે. રાજાએ આદેશ આપ્યો આ જેટલા ઈમાનવાળા છે, આ બધા માટે ખાડો ખોદવામાં આવે, તેમાં આગ બાળવામાં આવે, આ બધાને તેમાં નાખી દેવામાં આવે. એક સ્ત્રી હતી જેની પાસે એક દૂધ પીતું બાળક હતું, તે સ્ત્રીને નાખવા લાગ્યા, તે સ્ત્રી બાળકના કારણે જરા ગભરાઈ ગઈ તો નાના બાળકને આગમાં ફેંકી દેવામાં આવ્યું તો માનું દિલ કંપી ગયું, પરંતુ તે બાળકે અંદરથી અવાજ આપ્યો કે અમ્મી! જલ્દી આવો, અહીં તો ખૂબ મજા છે.

આ એ લોકો હતા જેમને અસ્હાબુલ ઉખદૂદ કહેવામાં આવ્યા. કુર્આન મજીદમાં તેમની ઘટના છે:

﴿قُتِلَ اَصْحَابُ الْاُخْدُوْدِ﴾ البروج: ٤

હવે જુઓ કે જ્યારે ઈમાનની હૂંફ મળી જાય છે તો પછી કોઈ ફાંસીએ લટકાવે, આગમાં નાંખે, પર્વતથી પાડે, બંદા પર તેની કોઈ અસર થતી નથી. ઈમાન પર આવી મક્કમતા આપણે આપણા બાળકોને શિખવાડવાની છે. આને કહે છે ઈમાની કેળવણી. અલ્લાહ તઆલા આપતા બાળકોને દીનદાર બનાવે અને દીન પર મક્કમતા નસીબ ફરમાવે.

وَ اٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ

# સંતાનોની અખ્લાકી કેળવણી

اَلْحَمْدُ لِلّٰهِ وَ كَفٰى وَ سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى،اَمَّا بَعْدُ:

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ    بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

﴿اَلْمَالُ وَ الْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا وَ الْبَاقِيَاتُ الصّٰلِحٰتُ خَيْرٌ عِنْدَ رَبِّكَ ثَوَابًا وَ خَيْرٌ اَمَلًا﴾ الكهف :٤٦

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ۔

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

## ☆ સંતાનોની અખ્લાકી કેળવણી:

આજનો વિષય છે "સંતાનોની અખ્લાકી કેળવણી" કે મા–બાપ પોતાની સંતાનોને સદાચારી કઈ રીતે બનાવે? માણસને દુનિયામાં હળી–મળીને રહેવાનો આદેશ આપવામાં આવ્યો છે, સારો માણસ એ છે કે જે અન્ય લોકો સાથે સારો વ્યવહાર કરે, બીજા સાથે સદવર્તન કરે, લોકો માટે રહમત બનીને રહે, તકલીફ ન પહોંચાડે.

## ☆ સંતાનો પર મા–બાપના અખ્લાકની અસર:

આમાં સિધ્ધાંત એ છે કે મા–બાપના રીત–રિવાજ અને ચલણની છબી બાળકમાં આવે છે. અંગ્રેજીમા કહે છે (Children alwayas copy their parents.) કે બાળકો હંમેશ પોતાના મા–બાપની નકલ કરે છે, જો મા–બાપના અખ્લાક

સારો હોય, મા–બાપ મળતાવડાં હોય તો બાળકોમાં આ ગુણ આપોઆપ જન્મે છે, બાળકો પોતાના મા–બાપની કેટલી હદે નકલ કરે છે તેનો અંદાજો એનાથી લગાવો કે અમારા એક મળનારા હતા, તેઓ ચીફ ઈજનેર હતા, તેઓ મેંગલાડેમ(Mangladam)માં કામ કરતા હતા, તેમની પાસે અધિકતર ઓફિસરોના વિજળી વિશે ફોન આવતા રહેતા હતા, તેમની ટેવ હતી કે જયારે ફોન ઉપાડતા તો કહેતા હતા:(Hello, chief engineer mangla, speaking)હેલો, ચીફ એંજિનિયર મંગલા બોલી રહયો છું, તેઓ કહેવા લાગ્યા કે એક દિવસ હું નાહીને બાથરૂમથી બહાર નીકળ્યો તો મેં જાયું ફોનની રીંગ વાગી રહી છે, મારો ત્રણ વર્ષનો નાનો પુત્ર દોડીને ગયો અને તેણે જઈને ફોનનું રીસીવર ઉપાડીને પોતાના કાને લગાવ્યો અને કહેવા લાગ્યો,(Hello, chief engineer mangla, speaking)હેલો, ચીફ એંજિનિયર મંગલા બોલી રહયો છું, આ રીતે નાના બાળકોમાં એ વાતો છપાઇ જાય છે, જે મા–બાપને કરતા જુએ છે, માટે મા–બાપને જોઈએ કે તેઓ પોતાની સારી ટેવો જન્માવે. જો માતા–પિતા જ દરેક સમયે એક બીજા સાથે ઝઘડતાં રહેશે, ઉચ્ચ સ્વરે બોલતા રહેશે, એક બીજા સાથે દલીલો જ કરતાં રહેશે અને આ અંદરનુ જ યુધ્ધ ખતમ ન થાય તો બાળક કઈ રીતે સારા અખ્લાકવાળો બનશે. સારા અખ્લાકવાળો બનાવવા માટે બાળકને નજીક કરવો પડે છે.

## ☆ પહેલો સિધ્ધાંત: બાળકને ચુંબન આપવું.

આમાં સૌથી પહેલો સિધ્ધાંત એ છે કે બાળકને ચુંબન આપો. મા–બાપ જો પોતાના બાળકને ચુંબન આપે છે તો બાળકના દિલમાં મા–બાપનો પ્રેમ વધી જાય છે. સૈયદના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુનિયામાં બધા માણસોથી વધુ મુત્તકી હતા, આખી દુનિયાના માણસોમાં સૌથી વધુ વિનમ્ર હતા, સૌથી વધુ અલ્લાહથી ડરનાર હતા, પરંતુ બાળકો સાથે એટલા પ્રેમથી વર્તન કરતા હતા કે લોકો અચરજ પામતા. બુખારી શરીફની રિવાયત છે કે હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે એક ગામડિયાએ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમેતો અમારા બાળકોને ચુંબન આપતા નથી, આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જો અલ્લાહ તઆલા તમારા દિલમાંથી રહેમ કાઢી મૂકે તો મારો શો ગજો!?

અને હઝરત અબૂહુરૈરહ (રદિ.)ની રિવાયત છે કે એક વાર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દૌહિત્ર હસન (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખોળામાં રમી રહયા હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને ચુંબન આપ્યું, તો અકરઅ બિન હાબિસ (રદિ.) બેઠેલા હતા, કહેવા લાગ્ય, હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારી દસ સંતાનો છે અને હું કોઈને પણ ચુંબન આપતો નથી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે:

مَنْ لَا يَرْحَمُ لَا يُرْحَمُ

જે બંદાઓ પર રહેમ નથી કરતો, તેના પર રહેમ કરવામાં આવતો નથી.

બુખારી શરીફની એક રિવાયત છે કે હઝરત આયશા (રદિ.) પાસે એક માતા આવી, તેના બે બાળકો હતા, તો હઝરત આયશા (રદિ.)એ તેને ત્રણ ખજૂરો આપી, હવે માતાએ તે ત્રણ ખજૂરોમાંથી એક એક ખજૂરતો બાળકોને આપી અને ત્રીજી ખજૂર પોતે ખાવાનને બદલે રાહ જોવા લાગી, જયારે બંને બાળકોએ પોતાના ભાગની એક એક ખજૂર ખાઇ લીધી, તો તે માતાએ પોતાના ખજૂરના બે ટુકડા કરીને એક પહેલા બાળકને આપ્યો અને એક બીજા બાળકને આપ્યો તો હઝરત આયશા (રદિ.)ને આશ્ચર્ય થયું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લાવ્યા તો તેમની સમક્ષ આ ઘટના સંભળાવી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તેણે બાળકો પર રહેમ કર્યુ તેના બદલામાં અલ્લાહે તેના ઉપર રહેમ કર્યું.

હઝરત અનસ (રદિ.) રિવાયત કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે લાંબી નમાઝ અદા કરવા ઈચ્છું છું, પરંતુ કોઈ બાળકનો રડવાનો અવાજ સાંભળીને નમાઝ ટૂંકી કરી દઉ છું, કેમકે મને ખબર છે કે બાળકના રડવાથી તેની મા પર શું વીતી રહી હશે.

સુબ્હાનલ્લાહ! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું દિલ કેટલું

નરમ હતું, કેટલું લાગણીશીલ દિલ હતું કે એક નાના બાળકના રડવાથી આપ નમાઝ ટૂંકી ફરમાવી દેતા હતા.

તિર્મિઝી શરીફની રિવાયત છે કે હઝરત અબૂ કતાદહ (રદિ.) ફરમાવે છે કે એક વાર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝ પઢી રહયા હતા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નવાસી (દૌહિત્રી) ઈમામા આવી ગઈ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મોટી દીકરીનું નામ ઝૈનબ (રદિ.) હતું, તેમને દીનના ખાતર ઘણી તકલીફો પહોંચાડવામાં આવી હતી, અને એ જ તકલીફમાં તેમની વફાત થઈ, તેમની એક દીકરી હતી જેમનું નામ ઈમામહ હતું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમનાથી ઘણો પ્રેમ ફરમાવતા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈમામહને ઉપાડીને નમાઝ પઢાવી, જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સજદામાં સજદામાં જવા લાગતા તો તેને ઉભી કરી દેતા અને સજદો ફરમાવી લેતા અને જયારે સજદાથી કયામ માટે ઊભા થતા તો ફરીથી તે બાળકીને ઉપાડી લેતા હતા. હવે નાના બાળકનું મહત્વ વિચારો.

## ☆ બીજો સિધ્ધાંત : બાળકો સાથે મજાક કરવી.

બીજી વસ્તુ એ છે કે બાળકો સાથે મજાક કરવી. તેમના માનસિક સ્તર પ્રમાણે મજાક કરો. માટે હસન (રદિ.) એક વાર રમી રહયા હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જોયું તો પોતાના બંને હાથ ફેલાવી દીધા અને કહયું તમે મારી પાસે આવી જાવ, હવે હઝરત હસન (રદિ.) આમ–તેમ ભાગવા લાગ્યા તો જયાં ભાગતા ત્યાં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્યાં જોતા અને તેમને પોતાની પાસે બોલાવતા રહયા, એટલે સુધી કે ઘણી વાર પછી તેઓ ભાગતાં ભાગતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે આવ્યા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને તેમને પોતાના બાહુપાશમાં લઈ ગળેથી લગાવી લીધા અને તેમના માથે ચુંબન આપ્યું. હઝરત અબૂહુરૈરહ (રદિ.) ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એકવાર ઊભા હતા, સૈયદના હસન (રદિ.) આવ્યા, તેઓ હમણા નાના બાળક

હતા, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પોતાના પગ પર ઊભા કર્યા એટલે કે તેમના પગ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક પગની ઉપર હતા, પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કહેવા લાગ્યા કે હાથ ઝાલીને મારી ઉપર ચાલો, જે રીતે નિસરણી પર ચઢીએ છીએ તેજ રીતે એ બાળક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પવિત્ર ટાંટિયા પર પગ મૂકી મૂકીને ચઢવા લાગ્યો, ઉપરથી હાથ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પકડી રાખેલા હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમના હાથ ઉપર ખેંચતા ગયા અને તેઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પગ ઉપર ડગલા મૂકતાં મૂકતાં એટલા ઊંચે ચઢયા કે તેમના પગ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પવિત્ર છાતી સુધી આવી ગયા, જયારે છાતી મુબારક સુધી તેમના ડગલા આવી ગયા તો અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને છાતીએ વળગાડીને ચુંબન કર્યું, આ છે અલ્લાહના વહાલા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ). અલ્લાહુ અકબર કબીરા.

હઝરત અનસ (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં રહેતા હતા, હદીસે પાકમાં આવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને ફરમાવતા હતા કે હે બે કાનવાળા! હવે બે કાનવાળા કહેવું સાચું પણ છે અને તેનાથી બાળક હસી પણ પડે છે અને તેઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે શાકભાજી તોડીને લાવતા હતા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમને "અબૂ બકલા" પણ કહેતા હતા.

અબ્દુલ્લાહ બિન શદાદ (રદિ.) રિવાયત કરે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝ પઢાવતા હતા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સજદામાં ગયા તો ઘણો લાંબો સજદો કર્યો, એટલે સુધી કે સહાબા (રદિ.)એ વિચારવાનું શરૂ કરી દીધું કે કદાચ કંઈક થઈ ગયું છે, તે પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સજદાથી ઊઠયા, નમાઝ પૂર્ણ કરી, નમાઝ પૂરી કર્યા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ફરમાવ્યું કે જયારે હું સજદામાં હતો તો મારો દીકરો હુસૈન આવી ગયો અને મારી પીઠ પર સવાર થઈ ગયો અને જયાં સુધી મારી પીઠથી ન ઊતર્યો, તે સમય સુધી મેં સજદાથી માથું ઊઠાવ્યું નહિ. જુઓ! અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જમાઅતની ઈમામત કરી રહયા છે, તો પણ એક બાળકની ઈચ્છાનું એટલું ધ્યાન રાખી રહયા છે.

## ☆ ત્રીજો સિધ્ધાંતઃ બાળકને ભેટ આપવી.

ત્રીજી વાત એ છે કે બાળકને ભેટ આપો. હઝરત અબૂહુરૈરહ (રદિ.) ફરમાવે છે કે જે કોઈ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં ફળ આપનો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુઆ પઢતા અને મજલિસમાં જે સૌથી નાની ઉંમરનો બાળક હોતો તેને ખાવા માટે ફળ પહેલાં આપતા. તો જુઓ , બાળકને અગ્રતા મળી રહી છે.

એક વાર નજજાશીએ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં ભેટ મોકલી, તેમાં એક ઘણી સુંદર વીંટી હતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પવિત્ર પત્નીઓથી ફરમાવ્યું કે આ વીંટી હું એને આપીશ જે મારા કાળજાનો કકડો છે, મારા દિલનો કકડો છે, મને ઘણી પ્રિય છે, હવે બધા અચરજમાં કે હવે જોઈએ આ વીંટી કોને મળે છે!? તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની નવાસી (દૌહિત્રી) ઈમામહ બિન્તે ઝૈનબ (રદિ.)ને બોલાવી અને તેને વીંટી ભેટ ફરમાવી.

હઝરત જાબિર (રદિ.) રિવાયત કરે છે કે; એક મજલિસમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સમક્ષ મોટા વાસણમાં હલવો લાવવામાં આવ્યે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને સહાબા (રદિ.)માં વહેંચી દીધો, તેમનામાંથી એક નાનો છોકરો હતો, તે હલવાનો ઘણો શોખીન હતો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને હલવો આપ્યો, જયારે તેણે ખાઈ લીધો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને ઈશારો કર્યો કે હજુ આપું?તેણે કહયું કે હા, તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને ફરી આપ્યો. જયારે તેણે તે ભાગ પણ ખાઈ લીધો તો આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી ઈશારો કર્યો કે હજુ આપું ? તો તેણે કહયું કે હા, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રીજી વાર છોકરાને આપ્યો અને મોટા લોકોને એકવાર આપ્યો.

## ☆ ચોથો સિધ્ધાંત : બાળકોના માથે હાથ ફેરવવો.

ચોથી વસ્તુ એ છે કે બાળકોના માથા પર હાથ ફેરવો, એનાથી બાળકોને એવું મેહસૂસ થાય છે કે મારા માથા પર કોઈ છાંયડો છે, કોઈ છત્રી છે અને અમે કોઈના તાબા હેઠળ છીએ, કોઈ અમને પોતાનું સમજે છે, માટે મા–બાપને જોઈએ કે કયારેક કયારેક બાળકોને પોતાની પાસે બોલાવે, ચુંબન આપે, છાતીએ વળગાડે, તેમના માથે પ્રેમથી હાથ ફેરવે.

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે અન્સારના બાળકો રમી રહયા હોતાં તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે બાળકોને સલામ ફરમાવતા અને તેમના માથે હાથ ફેરવતા. તો જુઓ! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાળકોને કહેતા ન હોતા કે તમે મને સલામ કરો. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)તે બાળકોને ખુદ સલામ કરતા હતા અને પછી તેમના માથે હાથ ફેરવતા હતા.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જાફર (રદિ.) ફરમાવે છે કે એક વાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને સવારી પર પોતાની સાથે બેસાડી દીધો અને જયારે હું બેઠો કે તરતજ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારા માથે હાથ ફેરવ્યો અને કહયું કે યા અલ્લાહ! અબ્દુલ્લાહને જાફરનો અનુગામી બનાવ, તેમનો નાયબ બનાવ.

હઝરત જાબિર બિન સમરહ (રદિ.) એક નાના સહાબી છે, તેઓ કહેછે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લાવી રહયા હતા અને હું ઊભો હતો, હું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોઈને મલકાયો, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)મને જોઈને મલકાયા, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારા ગાલ પર હાથ ફેરવ્યો, આપના એ મુબારક હાથની ટાઢક અને સુગંધ હુ આજે પણ અનુભવું છું.

## ☆ પાંચમો સિધ્ધાંતઃ મલકાઈને સ્વાગત કરવું.

પાંચમી વસ્તુ એ છે કે બાળકનું સ્વાગત મલકાઈને કરો. આ સ્મિત (Smaie) બાળકોમાં ખુશી પેદા કરે છે, માટે જયારે પણ નાના બાળકને જુઓ તો અવશ્ય સ્મિત આપો. આ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નત છે.

## ☆ છઠ્ઠો સિધ્ધાંતઃ બાળકોની ખબર–અંતર.

છઠ્ઠી વસ્તુ એ છે કે બાળકોના અહેવાલ અંગે ખબર–અંતર લેતા રહો. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાળકોને મળતા હતા તો તેમને પૂછતા રહેતા હતા કે આપ કેવા છો? તબિયત સારી છે? કોઈ પરેશાની તો નથીને? આ પ્રકારની વાતો તેમના વિશે પૂછતા રહેતા હતા. એક વાર ઉમ્મે ઐમન (રદિ.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે આવ્યાં અને કહયું કે હે અલ્લાહના નબી ! બંને શેહઝાદા હસન અને હુસૈન (રદિ.) ઘણી વારથી ગાયબ છે, ખબર નથી કે કયાં જતા રહયા, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે જ સમયે મને અને હઝરત સલમાન ફારસી (રદિ.)ને સાથે લઈ એ બંને બાળકોને શોધવા માટે નીકળ્યા. આપણી જેમ કોઈ અન્ય હોત તો પહેલાં ઘરે આવતો અને પત્નીને દમ દાટી આપતો કે તમે આંધળા છો, તમને ખબર નથી પડતી? બાળકોને કયાં મોકલી દીધાં? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાળકોને શોધવા માટે નીકળ્યા, ફરમાવે છે કે નજીકમાં નાનકડા પર્વતનુ એક શિખર જેવું હતું, અને જયારે  તે શિખર નજીક પહોંચ્યા તો અમે દૂરથી જોયું કે બંને ભાઈઓ એક બીજા સાથે ચોંટીને એક જગ્યાએ ઊભા હતા, સ્તબ્ધ ઊભા હતા. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે નજીક ગયા તો શું જોયું કે એક મોટો સાપ છે અને તે પણ એમની નજીક ઊભો છે અને તેના ભયથી એ બંને બાળકો એક બીજાને ચોંટીને સ્તબધ ઊભા છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોઈને તે સાપ એક બાજુ જતો રહયો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

બંનેને સલામત જોઈને ખુશી પ્રગટ કરી, પછી એક બાળકને જમણા ખભે ઉપાડયો અને બીજા બાળકને ડાબા ખભે ઉપાડી લીધો. રિવાયત કરનાર કહે છે કે હું ખૂબ અચરજ પામ્યો અને મેં તે બાળકોને જોઈને કહયું કે ઘણા ભાગ્યવાન બાળકો છો,અલ્લાહના પ્રિય હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખભે સવાર છો, આ સાંભળીને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે સવારો પણ કેટલા વહાલા છે. સુબ્હાનલ્લાહ, અલ્લાહુ અકબર કબીરા.

## ☆ સાતમો સિધ્ધાંતઃ અદબ (શિષ્ટાચાર) શીખવવું.

સાતમી વસ્તુ એ છે કે બાળકને અદબ શિખવાડો, એક સજજને ફરમાવ્યું કે જેણે સંતાનને શિષ્ટાચાર શિખવાડયું, તેણે દુશ્મનોને અપમાનિત કર્યા.

હદીસ શરીફમાં છે કે કોઈ પિતા પોતાની સંતાનને સારા સંસ્કારથી શ્રેષ્ઠ ભેટ આપી શકતો નથી. બાળકોને માતા–પિતાનું આદર, શિક્ષકોનું આદર, ઉલમાએ કિરામનું આદર, ભાઈનું આદર, પાડોશીનું આદર, ખાવા–પીવાની પધ્ધતિ, વસ્ત્રો પહેરવાના મેનર્સ, મહેમાનદારીના મેનર્સ, આ બધી વસ્તુઓ મા–બાપે શીખવવી પડે છે, આના માટે "બા–અદબ બા–નસીબ" પુસ્તકનું વાંચન રાખો અને ખાતાં સમયે ખાવાના મેનર્સની ચર્ચા કરી લો. વસ્ત્રો પહેરવતી વખતે વસ્ત્રોના મેનર્સ, મજલિસના મેનર્સ વિગેરે બાળકોને શિખવાડતા રહેશો તો બાળકો સંસ્કારી બની જશે.

## ☆ આઠમો સિધ્ધાંતઃ સત્યની ટેવ.

આઠમો સિધ્ધાંત એ છે કે બાળકોમાં સાચું બોલવાની ટેવ પાડો, આ એટલી મહત્વની ટેવ છે કે જયાં સુધી બાળકોમાં સાચું બોલવાની ટેવ નહિ પડે તે સારા માણસ બની શકે નહિ, માટે બાળકને સાચું અને ખોટાનો તફાવત સમજાવો અને જણાવો કે જૂઠથી અલ્લાહ તઆલા નારાજ થાય છે, સાચું બોલવાથી અલ્લાહ તઆલા ખુશ થાય છે. બાળક ભૂલ કરીને સાચું કહી દે તો

તેને માફ કરી દો અને કોઈ પણ વાતે જો ખોટું બોલે તો તેને સજા આપો, તેને અનુભવ થાય કે મા–બાપનો બધો પ્રેમ મારા માટે છે, જો હું ખોટું બોલીશ તો મને સજા મળશે. આ મામલે સખ્તાઈ દાખવવાની આવશ્યકતા છે.

યાદ રાખો કે જૂઠ ગમે જેટલો ગતિથી દોડે, છેવટે સત્ય તેને જઈ પકડે છે. એક બુઝુર્ગ ફરમાવતા હતા કે સત્ય બોલવાનો એક લાભ એ પણ છે કે બંદાને એ યાદ રાખવું પડતું નથી કે પહેલાં કઈ વાત કીધી હતી? એટલા માટે કે જયારે પણ કહેશે તે જ કહેશે. જૂઠ બોલનારાઓને યાદ રાખવું પડે છે કે કોની સમક્ષ શું કહયું હતુ? સામાન્ય રીતે જોવામાં આવે છે કે માણસ પોતાની ભૂલ સંતાડવા માટે એક જૂઠ બોલે છે, પછી તે જૂઠ છુપાવવા માટે ચાર જૂઠ બોલવા પડે છે અને આ સાંકળ એટલી વધે છે કે માણસને ઊઠતાં–બેસતાં જૂઠ બોલવું પડે છે, માટે આ અંગે બાળકની સારી કેળવણી કરો અને સખ્તાઈ કરો કે તે દરેક સ્થિતિમાં સાચું બોલે અને જયારે જુઓ કે તેણે ભૂલ કરી છે પરંતુ સાચું સાચું જણાવી દીધું તો બાળકને ક્ષમા આપી દો, બાળકના મનમાં એ ભય ન રહે કે સાચું બોલીશ તો મને માર પડશે, તેથી બાળક સાચું બોલશે અને પછી આપના માટે બાળક પર કાબુ મેળવવો સરળ થઈ જશે. ઘણાં બાળકો હોય અને તેમનામાંથી એક વધુ સાચું બોલતો હોય તો તેની સાથે વધારે પ્રેમ વ્યકત કરો જેથી અન્ય બાળકોને લાગે કે આ સાચું બોલે છે અને આ સાચું બોલવું અમ્મીને એટલું પસંદ છે કે અમ્મી મારાથી વધુ પ્રેમ કરે છે.

## ☆ નવમો સિધ્ધાંતઃ રાજદારી શીખવવી.

નવમી વસ્તુ આ છે કે બાળકોને રાજદારી શિખવાડો, કેટલીક વખત બાળકો અહીંની વાતો ત્યાં કરી દે છે અને ત્યાંની વાતો અહીં કહી દેતા હોય છે, આ એક ઘણી ખરાબ ટેવ છે, જે દિલોમાં અંતર પેદા કરવાનું માધ્યમ બને છે, આજ રીતે સાંભળેલી વાતો અહીં–તહીં કહેતાં ફરવું, આ પણ ખરાબ વસ્તુ છે. માટે બાળકમાં આ ગુણ પેદા કરવો પડે છે કે જો કોઈ વાત સાંભળો તો ચુપ રહો, તે વાત ખાલી અમથી બીજાઓ સમક્ષ કહેવાની શી જરૂર છે?

હઝરત અનસ (રદિ.) કહે છે કે હું રમી રહયો હતો, અલ્લાહના નબી

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લાવ્યા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને એક કામ કરવા મોકલી દીધો, હું કામ કરવા માટે જતો રહયો, કામમાં મને ઘણીવાર થઈ ગઈ, પરત આવ્યો તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુશ થઈ ગયા. જયારે ઘરે આવ્યો તો માતાએ પૂછયું કે દીકરા! તમે આટલી વારથી કયાં હતા? તો મેં જણાવ્યું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને એક કામથી મોકલ્યો હતો, તો માતાએ પૂછયું કે દીકરા,કયા કામથી મોકલ્યો હતો? તો મેં કહયું કે આ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો રહસ્ય છે, હું કેમ કહું? તો મારી માતા ઘણા ખુશ થયાં અને મને ફરમાવવા લાગ્યા કે હે દીકરા! નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રહસ્યોની સુરક્ષા કરજો. માટે બંદાની છાતી એ સ્થળની જેમ હોવી જોઈએ જે સ્થળે ખજાનો સંતાડવામાં આવે છે, નહિતર સંતાનો માતાની વાતો પિતાને કહે છે અને પિતાની વાતો માતાને કહે છે અને જયારે બંને વચ્ચે યુધ્ધ થાય છે તો બેસીને મજા માણે છે.

## ☆ દસમો સિધ્ધાંતઃ અમાનતદારી શીખવવી.

દસમી વસ્તુ એ છે કે બાળકોમાં અમાનતદારી પેદા કરો, ખિયાનત માણસના વ્યકિતત્વને બગાડી નાખે છે, એવો માણસ અવિશ્વસનીય હોય છે.

હદીસ શરીફમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે પુત્ર પોતાના પિતાના માલનો રક્ષક હોય છે, અર્થાત માણસ જે રીતે પોતાના માલની જાતે રક્ષા કરે છે, તેનો વ્યય થવાથી બચાવે છે, ચોરી થવાથી બચાવે છે, તો પુત્ર પણ પોતાના બાપના માલનો એ જ રીતે રક્ષક છે, તેણે પણ એમાં અમાનતદારીનો મામલો કરવો જોઈએ. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એટલા અમીન હતા કે કાફિર પણ આપને સાદિકુલ અમીન કહેતા હતા, કેમકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હંમેશ સાચુ બોલતા હતા અને અમાનતનું ધ્યાન રાખતા હતા. આપ જરા વિચારો કે એ મકકાના કુરેશો જે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જાનના દુશ્મનો હતા, જેઓ "દારુલ નદવા"માં પરસ્પર ચર્ચા કરે છે કે નબી

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જીવતાં રાખીએ કે શહીદ કરી નાખીએ? અને પછી દરેક કબીલાથી એક માણસને લઈ રાત્રે તેમણે ઘરને ઘેરી લીધો. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘરથી નીકળવા ઇચ્છે છે, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે તે કાફિરોની અમાનતો મૂકેલી હતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અલી (રદિ.)ને પોતાના બિસ્તર પર સુવડાવી દીધા અને તેમના ઝિમ્મે એ કામ સોંપી દીધું કે આ ફલાણા ફલાણાની અમાનતો છે, આ બધી તેમના હવાલે કરીને તમે પાછળથી મારી પાસે મદીના આવી જજો. આશ્ચર્ય થાય છે કે આ લોકો જાનના દુશ્મનો છે અને એવી સ્થિતિમાં પણ અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)તેમની અમાનતોનું ધ્યાન રાખી રહયા છે. મોમિન એટલો અમીન હોય છે.

## ☆ એક સહાબીની અમાનતદારી અને નિખાલસતા:

એક યુધ્ધના પ્રસંગે લડાઈ દરમિયાન કોઈ વેરાન સ્થળે ગામમા દુશ્મન રાજા માર્યો ગયો. અલ્લાહ તઆલાએ મુસલમાનોને વિજય અપાવ્યો, માલે ગનીમત વહેંચી દેવામાં આવ્યો, લોકો ખુશ હતા, સંતુષ્ઠ હતા, ઘણા દિવસો વિત્યા તો એક મુસલમાન સૈનિક જેના વસ્ત્રો સાદા હતા, સાદુ વ્યકિતત્વ હતું, સેનાપતિ પાસે આવ્યો, તેની પાસે એક કપડું હતું જેમાં કોઇ વસ્તુ લપેટેલી હતી, કહેવા લાગ્યો અમીર સાહેબ! જયારે યુધ્ધ થયું તો રાજાને મેં કતલ કર્યો હતો અને તેના માથે એક મુગુટ હતો, જેમાં મૂલ્યવાન હીરા અને મોતી જડેલા હતા, તે મેં ઉપાડી લીધો હતો અને મેં આવીને તેને મારા સામાનમાં મૂકી દીધો અને વિચાર્યુ કે અન્ય સામાન આપની પાસે પહેલાં પહોંચી જાય હું પાછળથી આને આપની પાસે પહોંચાડી દઈશ, કોઈને ખબર નથી કે મારી પાસે મુગુટ છે કે નહિ! હું તે મુગુટ લાવ્યો છું, કેમકે આ મારી પાસે મુસલમાનોની અમાનત છે, એમ કહીને તેણે એ મુગુટ અમીરને આપી દીધો, અમીરના હાથે જયારે તાજ આવ્યો તો તે જોઈને સ્તબ્ધ થઈ ગયો કે આટલા મૂલ્યવાન હીરા અને મોતી જડેલાં છે, જો આ સૈનિક પોતાની પાસે રાખી લેતો અને એક એક હીરા

મોતીને વેચતો રહેતો તો તેના સમગ્ર જીવનનો ખર્ચ નીકળી જતો અને કોઈને ખબર પડતી પણ નહિ કે તાજ કોની પાસે છે, પરંતુ આ સૈનિક પોતે આ તાજને આપવા માટે આવી ગયો, અમીરે તે તાજ પોતાના હાથમા લઈ ખુશ થઈને પૂછયું કે આપનું નામ શું છે ? તો તે સૈનિકે પરત જવા માટે પીઠ ફેરવી અને અમીર તરફ પીઠ કરીને કહયું જે અલ્લાહની ખુશી માટે આ તાજ મેં પરત કર્યો છે, તે મારું નામ પણ જાણે છે, મારા પિતાનું નામ પણ જાણે છે. અલ્લાહુ અકબર કબીરા !!!

અર્થાત મારે આપથી વખાણ (Appreciation)ના એ શબ્દો પણ સાંભળવાની આવશ્યકતા નથી. આને ઈખ્લાસ કહે છે, અમાનતદારી આનું જ નામ છે.

## ☆ અગિયારમો સિધ્ધાંતઃ મનને કપટથી મુકત રાખવું.

અગિયારમી વસ્તુ એ છે કે બાળકને સમજાવો કે અંતર–મન કપટથી મુકત હોવું જોઈએ.કપટ એટલે કે કીનો. કોઈની વાત ગમી નહિ, કોઈ સાટે ઝઘડો થયો, કોઈએ તકલીફ આપી, તેના વિશે મનમાં એક દુશ્મનીની ભાવના જન્મે, અણગમાની ભાવના પેદા થઈ જાય છે, આને કપટ કહેવામાં આવે છે. માટે બાળકોને સમજાવતા રહેવું જોઈએ કે મનમાથી કપટ ત્યજી દો, જેથી તેમની અંદર માફીની ટેવ પેદા થાય, નહિતર જોવામાં જે કોઈના માટે કપટ હોય બંદો તેનું ખરાબ ઇચ્છે છે, એટલે સુધી કે તેનું કંઈક સારું થાય તો બંદાને તે પણ પસંદ પડતું નથી. જો તેને ખુશી મળી ગઈ તો આ પણ તેને માઠી લાગે છે, માટે જ આપણા બુઝુર્ગોએ કહયું કે, કપટ રાખનાર માણસ અલ્લાહની વહેંચણીથી ખુશ થતો નથી, કેમકે જો તેના દુશ્મનોને અલ્લાહ તઆલાએ કોઈ નેઅમત આપી તો તેના દિલને તકલીફ પહોંચી રહી છે કે આને આ કેમ મળ્યું? માટે કપટ વગરની છાતી અલ્લાહને ખૂબ ગમે છે.

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યું છે કે હે દીકરા! જો તમે સવાર–સાંજ એવી સ્થિતિમાં કરી શકો કે તમારા અંતરમાં કોઈના પણ વિશે કોઈ કપટ ન

હોય, તો એવું કરી લો, આ મારી સુન્નત છે અને જે મારી સુન્નત પર અમલ કરશે તે જન્નતમાં મારી સાથે હશે. માટે મહિલાઓને જોઈએ કે તેઓ આજથી આ સુન્નત પર અમલ કરે અને દિલોમાં જે કોઈ વિરુધ્ધ પણ કોઈ વાત છે તેને અલ્લાહની પ્રસન્ના ખાતર માફ કરી દે, સાસુ વહુને માફ કરી દે અને વહુ સાસુને માફ કરી દે. આ માફીનું મહત્વ એનાથી સમજો કે હદીસ શરીફમાં છે કે લયલતુલ કદ્રમાં અલ્લાહ તઆલા સૌ ગુનેહગારોની બક્ષીશ કરી દે છે, પરંતુ જેમના દિલોમાં કોઈ વિશે કપટ હોય છે અલ્લાહ તઆલા તેની મગફિરત ફરમાવતા નથી, તો જો શબે કદ્રમાં પણ આપણી મગફિરત ન થઈ તો પછી આપણું શું થશે ? માટે સ્ત્રીઓને જોઈએ કે જે કોઈથી નારાજ છે, કોઈથી તકલીફ પહોંચી છે, દિલમાં કોઈ વાત છે, તો બસ એક બીજાથી પહેલાં ક્ષમા યાચના કરી લો, જેથી અલ્લાહ તઆલા આપણાથી પ્રસન્ન થઈ જાય અને જો અલ્લાહ તઆલા આપણી બક્ષિશનો ઈરાદો ફરમાવે તો આ કપટ તેના માર્ગમાં વિઘ્ન ન બની શકે અને પછી આ જ ગુણ બાળકોમાં પણ પેદા કરવો જોઈએ કેમકે આ એક જવાળા હોય છે, જેમાં બંદો ખોટી રીતે બળતો રહે છે. તો શું જરૂર છે આપણા જીવનને વ્યાકુળ કરવાની?

**કપટનો ઈલાજ:**

આનો ઈલાજ સાંભળી લો, આપણા મશાઈખને અલ્લાહ તઆલા જઝાએ ખૈર આપે, ડગલેને પગલે તેમણે આપણું માર્ગદર્શન કરેલ છે. માણસ જો કોઈના વિશે દિલમાં કપટ અનુભવે તો મશાઈખે ફરમાવ્યું છે કે તે બંદા વિશે અલ્લાહથી દુઆ કરે, જયારે આપ તેના વિશે દુઆ કરશો તો આપોઆપ દિલમાં શુભેચ્છા આવી જશે અને કપટ દૂર થઈ જશ.

## ☆ બારમો સિધ્ધાંત: સદવર્તન શીખવવું.

બારમી અને અંતિમ વસ્તુ એ છે કે બાળકોને સદવર્તનની તાલીમ આપો. આના માટે એવી હદીસો સંભળાવવામાં આવે, એવી ઘટનાઓ સંભળાવવામાં આવે કે જેનાથી બાળકમાં પણ ખુશ–અખ્લાકી અને સદ્‌વર્તનની ભાવના જન્મે. ખુશઅખ્લાકનું મહત્વ બાળકને સમજાવવું જોઈએ.

હદીસ શરીફમાં છે:

اَكْمَلُ الْمُؤْمِنِيْنَ اِيْمَانًا اَحْسَنُهُمْ خُلُقًا

ઈમાનવાળાઓમાં સૌથી પૂર્ણ ઈમાનવાળો એ છે કે જેના અખ્લાક સૌથી શ્રેષ્ઠ છે.

તો બાળકને સમજાવો કે તમે જેટલી ખુશ અખ્લાકી પોતાનામાં પેદા કરશો એટલો જ તમારો ઈમાન વધુ પૂર્ણ બનશે. તિર્મિઝી શરીફની રિવાયત છે કે એક મુસલમાન જયારે બીજા મુસલમાનને જોઈને મલકાય છે તો આ મલકાવવું તેના હકમાં સદકો બની જાય છે. હવે જુઓ! સ્મિત આપવામાં શું લાગે છે? પરંતુ ફકત સ્મિત પર બંદાના આમાલનામામાં સદકાનો સવાબ લખવામાં આવી રહયો છે. આ નેકી કેટલી સરળ છે! એક રિવાયતમાં છે કે બે મુસલમાન ભાઈઓ પરસ્પર મળે છે તો તેઓ પોતાના હાથ એક બીજાથી અલગ નથી કરતા કે તેથી પહેલાં અલ્લાહ તઆલા તેમના ગુનાહ એવી રીતે ખતમ કરી દે છે જે રીતે પાનખરની ઋતુમાં વૃક્ષના પાંદડા ખતમ થઈ જાય છે.

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પવિત્ર ટેવ હતી કે જયારે કોઈથી મુસાફહા (હસ્ત મેળાપ) કરતાં તો જયાં સુધી સામેવાળો છોડતો નહિ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પહેલાં હાથ છોડતા નહોતા. અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એટલા ઉત્સાહથી ખુલ્લા મુખ સાથે ચહેરા પર સ્મિત લાવીને મળતા હતા, હસતા ચહેરા સાથે આવ્યા કરતા હતા. મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ કેટલી વહાલી સુન્નત છે ! જો પતિ પણ હસતા ચેહરે ઘરમાં આવ્યા કરે અને પત્નીને પણ અલ્લાહ તૌફિક આપે કે તે પણ પતિને જોઇને મલકાવ્યા કરે તો સમગ્ર ઘરમાં મલકાટ હશે.

તબરાની શરીફની રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે સૌથી અફઝલ અમલ કોઈ મોમીનના દિલને ખુશ કરવું છે.

એક હદીસે પાકમાં છે કે મુહમ્મદ બિન અલ મરૂઝી (રહ.) પોતાના પુસ્તકમાં નકલ કરે છે કે એક માણસ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)ના ચહેરા મુબારકની દિશાએથી આવ્યો અને પૂછયું કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! સૌથી અફઝલ અમલ કયો છે? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે સદવર્તન, પછી તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બાજુએથી આવ્યો અને પૂછયું કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)!સૌથી અફઝલ અમલ કયો છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે સદવર્તન, પછી તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ડાબી બાજુએથી આવ્યો અને પૂછયું કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! સૌથી અફઝલ કયો છે?આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરીથી ફરમાવ્યું કે સદવર્તન, પછી તે માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પીઠ મુબારક તરફથી આવ્યો અને પૂછયું કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! સૌથી અફઝલ અમલ કયો છે? તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વળીને તેની તરફ જોયું અને ફરમાવ્યું કે તમને શું થઈ ગયું !? કેમ નથી સમજતા કે ઈમાન લાવ્યા પછી સૌથી અફઝલ અમલ સારા અખ્લાક છે. અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ સારા અખ્લાક એટલા પસંદ હતા. હદીસ શરીફમાં છે કે સારા અખ્લાક માણસના ગુનાહોને એવી રીતે ઓગાળી દે છે જે રીતે પાણી બરફને ઓગાળી દે છે. અર્થાત્ પાણીમા બરફ નાખીએ તો તરત ઓગળી જાય છે, એ જ રીતે સારા અખ્લાક માણસના ગુનાહો ઓગાળી દે છે. બાળકોને શિખવાડો કે બહેનનું દિલ ખુશ કરવું છે, માતાનું દિલ ખુશ કરવું છે, પિતાનું દિલ ખુશ કરવું છે, તમારે પોતાના વડીલોનું અને સાથે રહેનારાઓના દિલ ખુશ કરવા છે તો પછી જોશો કે બાળકના વ્યકિતત્વમાં સહાનુભૂતિ પેદા થશે, મેળ મેળાપ થશે, લાગણીશીલ સ્વભાવ બનશે, તે અન્યને દુઃખ આપવાનો પ્રયત્ન કયારેય નહિ કરે. માટે બાળકને સારા અખ્લાક સમજાવવા જાઈએ, એવું ન હોવું જોઈએ કે બાળક ચુપચાપ પોતાની દુનિયામાં મસ્ત રહે. આ રીતે લોકોથી અલગ જીવન પસાર કરવું અલ્લાહને પસંદ નથી. હળી–મળીને રહો, મેળ–મેળાપ અને પ્રેમ સાથે

રહો, આનું જ નામ માનવતા છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક મહાન મુહદ્દિસ થઈ ગયા છે, તેમને અલ્લાહ તઆલાએ દુનિયાની માલ–મતા પણ ઘણી આપી હતી, એક નવાબના પુત્ર હતા, એક માણસ તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે હઝરત! મારા પર સાતસો દિરહમનું દેવું છે, જો આપ મને આપી દો તો દેવું ચૂકવીને હું મુકત થઇ જાઉ, આપ (રહ.)એ કાગળ લીધું અને ચિઠ્ઠી પર લખી દીધું અને કહયું કે જાઓ મારા એકાઉન્ટન્ટ પાસે અને તેમની પાસેથી પૈસા મેળવી લો, તે એકાઉન્ટન્ટ પાસે ગયો, તે એકાઉન્ટન્ટે જયારે કાગળ જોયું તો તેમા લખેલું હતું સાત હજાર દિરહમ અને પેલો બંદો સાતસો દિરહમ માંગી રહયો હતો તો આ કન્ફયૂઝ થઈ ગયો, કહેવા લાગ્યો કે સારું હું હઝરત પાસે જઈને વેરીફાઇ (ખરાઈ) કરી લઉ છું કે તમને શું આપવાનું છે, તમને આવશ્યકતા સાતસોની છે, મને લાગે છે કે ભૂલથી એક શૂન્ય વધારે લાગી ગયું હશે અને આ સાત હજાર લખેલું છે,તો એકાઉન્ટન્ટ અબ્દુલ્લાહ બિન મુબારક પાસે આવ્યો કે હઝરત તેને સાતસો જોઈએ છે, આપે સાત હજાર લખી દીધા!? તેમણે ફરમાવ્યું કે સારું કાગળ મને દેખાડો, જયારે કાગળ દેખાડયો તો તેમણે સાત હજાર કાપીને તેના સ્થાને ચૌદ હજાર લખી દીધા કે આ રકમ તેને આપી દો. ખૈર એકાઉન્ટન્ટે રકમ તો આપી દીધી પરંતુ તે વાત સમજી શકયો નહિ, તે ફરીથી હઝરતને મળવા આવ્યો અને કહેવા લાગ્યો કે વાત સમજમાં આવી નહિ, એને જોઈતા હતા સાતસો અને આપે સાત હજાર લખી દીધા અને જયારે હું પૂછવા આવ્યો તો ઓછા કરવાના બદલે ચૌદ હજાર લખી દીધા, આ મસ્અલો શું છે? તો અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.)એ ફરમાવ્યું કે મેં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીસ વાંચી છે કે જયારે કોઈ વ્યકિત કોઈ મોમિનના દિલને એકાએક ખુશી પહોંચાડે છે તો એ ખુશી પહોંચાડવા પર અલ્લાહ તઆલા તેના પાછળના ગુનાહો માફ કરી દે છે. તે મારાથી સાતસો દિરહમ માંગી રહયો હતો, મેં સાત હજાર દિરહમ લખ્યા કે તેને અનપેક્ષિત એકાએક ખુશી મળશે, તમે મારું કામ ખરાબ કર્યું, ખરાઈ કરવા આવી ગયા, હવે જયારે તેને સાત હજારની ખબર પડી ગઈ તો હવે સાત

હજાર મળી પણ જતા તો એટલી ખુશી ન થાત, માટે મે તેને કાપીને ચૌદ હજાર કર્યું, જેથી ફરીથી તેને અનપેક્ષિત ખુશી મળી જાય તો અલ્લાહ તઆલા મારા પાછલાં ગુનાહો માફ ફરમાવી દે. આપ પણ પોતાના પતિને એવી રીતે અનપેક્ષિત ખુશીઓ આપ્યા કરો, બાળકને પણ સમજાવો કે તે પણ એ જ રીતે પોતાના મા–બાપનું દિલ એકાએક ખુશ કરે, એવી વાત કરે, એવું કામ કરે કે તેમનું દિલ ખુશ થઈ જાય. આ રીતે બાળકના દિલમાં અન્યના દિલને ખુશ કરવાનું મહત્વ સ્પષ્ટ થશે.

અહીં એક વાત સમજવી જરૂરી છે કે દિલ ખુશ કરવાનો અર્થ શરીઅતની વર્તુળમાં રહીને કોઈ કામ કરવું, એવું નહિ કે બાળકને કોઈ એમ કહે કે તમે મારી સાથે બેસીને ટી.વી. જુઓ, હું ખુશ થઈ જઈશ, અથવા કોઈ સ્ત્રીને કોઈ એમ કહે કે તમે મારી પાસે આવી જાઓ, હું ઘણો પ્રસન્ન થઈશ. નહિ, ગુનાહના માધ્યમથી કોઈને ખુશ કરવું નહિ. નેક અને જાઈઝ કામ માટે કોઈનું દિલ ખુશ કરવું, જેનાથી આ અજ્ર અને સવાબ માણસને નસીબ થાય છે, પછી જયારે બાળકમાં આ ગુણ પેદા થાય છે તો બાળક એક પ્રિય વ્યકિતત્વ બની જાય છે. દરેક મા ઈચ્છે છે કે તેનું બાળક એવું હોય કે દરેક તેને પસંદ કરે, માટે બાળકમાં ખુશ અખ્લાકીની ટેવ પાડો, તેમની અંદર આ ગુણ પેદા કરો અને તેમની સમક્ષ આની કેળવણી આપો. પુસ્તકોમાંથી ખુશ–અખ્લાકીની ઘટનાઓ વાંચી સંભળાવો, જે બનાવો અનુભવોમાં અને અવલોકનમાં આવે છે તે સંભળાવો જેથી બાળકો અન્ય લોકોના કામે આવે અને અન્ય લોકો સાથે એક સારા માણસ બનીને વર્તન કરે.

## ☆ નબીએ કરીમ (સલ.)ની ખુશ અખ્લાકીનો નમૂનો

અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવન ડગલેને પગલે આપણું માર્ગદર્શન કરે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખુશ અખ્લાકીની દશા કેવી હતી ? એક ઘટના સંભળાવીને વાતને પૂર્ણ કરું છું. યુવાવસ્થા છે, મકકા–મુકર્રમામાં અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જઈ રહયા છે, એક વુધ્ધ સ્ત્રી પોતાનું પોટલું લઈને દરવાજા સામે

બેઠી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને લાગ્યું કે આને મદદની જરૂરત છે, પછયૂં અમ્માં! આપની કઈ મદદ કરી શકું ? તેણે કહયું, દીકરા! હું શહેરથી બહાર એક જગ્યાએ જવા ઈચ્છું છું, સામાન ભારે છે, ઉપાડી શકતી નથી, હું કોઈની વાટ જોઉં છું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અમ્મા! આ સામાન હું ઉપાડી લઉં છું. જરા વિચારો કે અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે વૃધ્ધ સ્ત્રીનું સામાન માથે ઉપાડી લીધું અને તેની સાથે સાથે મકકા મુકર્રમહથી બહાર ચાલી પડયા. જયારે જરા વસ્તીથી બહાર નીકળ્યા તો તે વૃધ્ધાએ વાતો શરૂ કરી, કહેવા લાગી કે દીકરા! તમને ખબર છે કે હું બહાર કેમ જઈ રહી છું? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કે જણાવો,કહેવા લાગી કે એક માણસ છે જેણે નબુવ્વતનો દાવો કર્યો છે, અને તેના કારણે લોકો પોતાના પૂર્વજોના ધર્મ ત્યજીને તેની પાછળ જોડાઈ રહયા છે, મને ભય થયો કે કયાંક હું પણ આવું ન કરી બેસું! તો હું મકકા છોડીને ફલાણી જગ્યાએ જઈ રહી છું, જેથી પૂર્વજોના ધર્મ પર કાયમ રહી શકું, તે વાતો સંભળાવી રહી હતી અને અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાંભળી રહયા છે અને તે નસીહત કરી રહી છે કે દીકરા! તમે પૂર્વજોના ધર્મ પર મકકમ રહેજો, જો કયારેક તક મળે તો તેની વાત સાંભળશો નહિ, તે તો કોઈ જાદુગર છે, જે દિલોને પ્રભાવિત કરે છે, તે માણસનું દિલ છીનવી લે છે અને લોકો તેની પાછળ લાગી જાય છે, તેની વાતમાં ઘણો પ્રભાવ છે, તે જેટલી વાતો કરી રહી હતી, અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શાંતિથી તેની વાતો સાંભળી રહયા હતા અને તેનો સામાન ઉપાડીને ચાલી રહયા હતા, જયારે તેને તેની જગ્યાએ પહોંચાડી દીધો તો વૃધ્ધા ખુશ થઈ, કહેવા લાગી કે યુવાન! તુ કેટલો સારો છે, જરા પોતાનું નામ તો જણાવ! જો હું કયારેક મકકા મુકર્રમહ પરત આવીશ તો તને અવશ્ય મળીશ, તું મને પુત્રની જેમ વહાલો લાગે છે. જયારે વૃધ્ધાએ પુછયું તો અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, અમ્મા! જે યુવક વિશે સમગ્ર રસ્તે આપ વાતો કરતા

આવ્યાં છો, હું એ જ યુવક મુહમ્મદ છું. આ અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખુશ અખ્લાકી જુઓ, તે સ્ત્રીને શી ખબર હતી કે જેણે મારું સામાન ઉપાડયું છે, તેણે તો સમગ્ર માનવતાનો ભાર પોતાના ખભે ઉપાડેલો છે. આ આપણા આકા છે, આ આપણા સરદાર છે, જેમણે આ રીતે સારા–અખ્લાક સાથે વર્તન દાખવવાની આપણને તાલીમ આપેલ છે. અલ્લાહ તઆલા આપણને ખુશ–અખ્લાકી અતા ફરમાવે, આજ સુધી આપણે જે બદ–અખ્લાકીથી જે લોકોના દિલ દુભાવ્યા છે, અલ્લાહ તઆલા આપણા ગુનાહોને માફ ફરમાવે.

وَ اٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُلِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ

☆☆☆☆☆☆
☆☆☆☆☆
☆☆☆☆
☆☆☆
☆☆
☆

# સંતાનોની સામાજિક કેળવણી

اَلْحَمْدُ لِلّٰهِ وَ كَفٰى وَ سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى، اَمَّا بَعْدُ:

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ   بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

﴿اَلْمَالُ وَ الْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا﴾

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ۔

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

## ☆ સંતાનોની સામાજિક કેળવણી:

આજનું શીર્ષક છે સંતાનોની સામાજિક કેળવણી, સામાજિક કેળવણીનો અર્થ એ છે કે બાળકને કેવા લોકો સાથે હળી–મળીને જીવન પસાર કરવાનું છે.

પહેલું વર્તુળ ઘરની અંદર રહેવું, માટે મા–બાપને જોઈએ કે તેઓ બાળકને એવું શિખવાડે કે ઘરમાં જે વ્યકિતઓ રહે છે, નાના બાળકો સાથે અને વડીલો સાથે કેમ રહેવું.

## ☆ બાળકને સારી ભાષા બોલવાનું શિખવાડો:

બાળકને તેની માતા બોલતાં શિખવાડે છે, હવે એ મા પર આધારિત છે કે તે તેને રફ પધ્ધતિ શિખવાડે વાત કરવાની અથવા Sophistic મધુર અને નમ્ર પધ્ધતિ શિખવાડે. કેટલાક બાળકોને જોયાં છે કે વાત કરે છે તો એવા શબ્દોનો ઉપયોગ કરે છે કે તેમની વાત–ચીત પર પ્રેમ ઉભરાઈ આવે છે ઉદાહરણ તરીકે બાળક એવું પણ કહી શકે છે કે અમ્મી, મને આ આપો. અલબત્ત, એવું

પણ કહે છે કે અમ્મી પ્લીઝ, મને આ આપો. હવે વચ્ચે એક શબ્દ વધારી દેવાથી વાતની શૈલી જ બદલાઈ જાય છે, પોતીકાપણું આવી ગયું, પ્રેમ આવી ગયો, નમ્રતા આવી ગઈ, અન્યનું આદર આવી ગયું. હવે વાત–ચીતની એવી શૈલી માતાએ શિખવાડવી જોઈએ. અમુક લોકોને જોયાં છે કે તમે–તમે લગાડી રહયા હોય છે, જો કે આપ કહેવાથી પ્રેમ વધે છે. માતા તેને સમજાવે કે દીકરા આ શબ્દનો ઉપયોગ કરવાનો છે અને આ શબ્દનો ઉપયોગ કરવો નહિ. અન્ય બાળકને અથવા કોઈ મોટા માણસને સારા નામથી બોલાવવું, આ પણ બાળકને શિખવાડવું પડે છે.

## ☆ આભાર વ્યકત કરવાની ટેવ પાડો:

જ્યારે કોઈ બાળક કોઈ વસ્તુ આપે અથવા કોઈ સારું કામ કરે તો તેનો આભાર વ્યકત કરવો શરીઅતનો આદેશ છે. શરીઅતે જણાવ્યું છે કે:

مَنْ لَّمْ يَشْكُرِ النَّاسَ لَمْ يَشْكُرِ اللّٰهَ

જે માણસોનો આભાર વ્યકત કરતો નથી તે અલ્લાહ તઆલાનો પણ આભાર માનતો નથી.

હવે આપણા વાતાવરણ, સમાજમાં આભાર વ્યકત કરવાનો રિવાજ ખૂબ આછો છે. કદાચ જ આપણે જોતાં હોઈએ કે નાનો ભાઈ મોટા ભાઈને આભાર વ્યકત કરે, પુત્ર–પિતાને કરે, પુત્રી માને કરે, પત્ની પતિને આભાર વ્યકત કરે, કહે છે કે દિલમાં હોય છે, ભાઈ દિલમાં તો રહે, જીભથી વ્યકત ન થાય તો વાત પૂરી થતી નથી, ભાઈ! બંદો દિલમાં જ વિચારતો રહે કે હું મુસલમાન બનીશ, જ્યાં સુધી બનશે નહિ ત્યાં સુધી ઈસ્લામમાં દાખલ તો નહિ થાય, તો આ શબ્દો શિખવાડવા પડે છે.

## ☆ એક અમેરિકન સ્ત્રીની કેળવણી:

એક વાર આ બંદાને એક અજબ વાત જોવા મળી. પેરિસથી ન્યુયોર્ક જવાનું હતું તો પાસેની સીટ પર એક અમેરિકન યુવતી આવીને બેસી ગઈ જેની પાસે અઢી–ત્રણ વર્ષની એક બાળકી હતી. જ્યારે ભોજન પીરસવાનો સમય આવ્યો તો આ બંદાએ સ્ટાફને ઈન્કાર કરી દીધો કે મારે ખાવું નથી, પરંતુ એ

યુવતીએ ખાવાનું કહયું તો તેની સમક્ષ ભોજન રાખવામાં આવ્યું, હવે તેની સીટ એકદમ નજીક હતી, જો કે હું તેની તરફ જોતો નહોતો પરંતુ ફીલીંગ થતી હતી કે શું થઈ રહયું છે. આ બંદો એક પુસ્તક વાંચવા બેસી ગયો પરંતુ એવો અહેસાસ થયો કે તે યુવતીએ બાળકીને ખોળામાં બેસાડી અને જે ભોજન મૂકેલો હતો તેમાંથી એક ચમચીમાં થોડુંક ભાત નાખ્યું અને તે બાળકીના મોઢામાં ચમચી મૂકી, તે પછી તે વેઈટ કરવા લાગી, જ્યારે બાળકીએ કોળિયો ખાઈ લીધો તો કહેવા લાગી, Say. thank you. (કહો, આપનો આભાર) તેની નાનકડી બાળકીએ કહયું Mom. thank you (અમ્મી, આપનો આભાર) હવે તેણે બીજો કોળિયો આપ્યો, પછી બીજા કોળિયા પર Thank you કહેવડાવ્યું. આ બંદાના અંદાજ પ્રમાણે એક જમણ દરમિયાન તે માએ પોતાની પુત્રીથી આશરે ૩૫ વાર Thank you નો શબ્દ કહેવડાવ્યો, મને એટલું આશ્ચર્ય થયું કે જુઓ, આ કાફિરા યુવતી છે, પરંતુ તેમના વાતાવરણ અને સમાજમાં એક ટેવ બની ગઈ તો તેણે આભાર એટલી વાર વ્યકત કરાવ્યો કે આ ટેવ એ બાળકીની ઘુટ્ટીમાં પડી ગઈ. જો કે આવો મામલો મુસલમાન બાળક સાથે હોવો જોઈએ, પરંતુ આજે આપણી કેટલી માતાઓ છે, જે બાળકોને ભોજન પીરસે છે, દૂધ પીવડાવે છે, શું એમને એવું શિખવાડે છે કે તમે અમ્મીનો આભાર વ્યકત કરો, જ્યારે મા–બાપના ખોળામાં જ તે આભાર વ્યકત કરવાનું નહિ શીખે તો લોકો તેની સાથે ગમે તેટલો ઉપકાર કરતા ફરે, તે કોઈને કદર નહિ કરે. પરિણામે તે બંદાઓનો આભાર વ્યકત કરતો નથી અને પરવરદિગારનો પણ આભાર વ્યકત કરતો નથી. અમે કેટલીયે વાર વિદેશના મદ્રસાઓમાં એવું જોયું છે કે મુસલમાન બાળકોને શિક્ષણ આપવામાં આવી રહયું છે તો અમે વિચાર્યું કે આજે અમે કોઈ વસ્તુ બાળકોમાં વહેંચીશું તો લાઈનથી ૪૦–૫૦ મુસલમાન બાળકો સામેથી પસાર થયાં અને એમને કોઈ વસ્તુ આપી અને તેમનાં માંથી કોઈએ પણ આભારનો શબ્દ કહયો નહિ, સિવાય એક કે બે બાળકો, જેઓ એવા હતા કે તેમના ઘરનું વાતાવરણ ખરેખર નેક હતું, અને તેમની માતાઓએ તેમની કેળવણી સારી કરી હતી, તો ઘણું દુઃખ થયું કે શી ખબર આપણા

પરિવારની સ્ત્રીઓ, યુવતીઓ પોતાની સંતાનોને આ Basic બુનિયાદી કેળવણી કૃમ આપતી નથી. આપ સંતાનોને જઝાકલ્લાહ કહેવાનું શિખવાડો. જો કોઈનો આભાર વ્યકત કરવો હોય તો શિખવાડો કે સામે વાળી વ્યકિતને જઝાકલ્લાહ કહો.

## ☆ ભૂલ થાય તો માફી માંગવાનુ શિખવાડોઃ

એ જ રીતે જો ભૂલ થઈ જાય તો તેને Sorry કહેવાની રીત શિખવાડો, આ મા-બાપની જવાબદારી છે, જો બાળક પોતાની ભૂલ પર Sorry નહિ કહે તો તેની અંદર અભિમાન આવશે. તે પોતાના વાંકને Justified (યોગ્ય) કરવાનો પ્રયત્ન કરશે, ખોટા માર્ગે જઈ ચઢશે. આ નાનકડી અને બુનિયાદી વસ્તુઓ છે, પરંતુ આ જ વસ્તુઓથી માણસનું વ્યકિતત્વ આગળ વધે છે.

## ☆ બાળકનુ સમય-પત્રક સંપાદન કરોઃ

માતાને જોઈએ કે બાળક જરા મોટું થાય તો તેનું સુવાનું, જાગવાનું, વાંચવાનુ, રમવાનુ સંપૂર્ણ Shedual સમય પત્રક નક્કી હોવું જોઈએ. બાળકને ખબર હોવી જોઈએ કે આ સમયે મારે શું કરવાનુ છે, બાળક તો કાચું હોય છે, જે ક્રમે તેને લગાડી દેશો તે જ ક્રમે તે લાગી જશે, તો કેટલીક માતાઓને જોઈ છે કે તે આવા પ્રકારની વાત ચીતમાં અને Dealing માં બાળકને કશું શિખવાડતી નથી. બસ, બાળક બીજાઓને જોઈ-જોઈને જે સમજે છે તે શીખી લે છે અને મા-બાપ કદાચ તેથી જ રાજી થઈ જાય છે, આ છે બાળકની ઘરની જીંદગી.

## ☆ માતા અને બાળક વચ્ચે ગુપ્ત સંકેતોઃ

માતા અને બાળક વચ્ચે એવા Cord word (ગુપ્ત સંકેત) હોવા જોઈએ કે બાળક કોઈ સમયે આવશ્યકતાથી વધારે Noty (મસ્તીખોર) બની રહયું છે, તકલીફ આપી રહયું છે અને અન્ય લોકો પણ ઉપસ્થિત છે તો માતા એક શબ્દ કહે અને બાળકની સમજમાં આવી જાય કે હવે મારે કશું કરવું નથી. આપણે પોતાના ઘરોમાં જોઈએ છીએ કે કેટલીયે વાર બહારથી બાળકો આવે છે તો સાથે મળીને રમે છે, ઝઘડે છે, બાળકો તો બાળકો જ છે, તો 'હિનાના' જો કોઈ

એવી વાત કરે તો તેની મા દૂરથી તેને કહે છે, હિનાના! Behave (વિવેકથી કામલો) અલ્લાહની શાન, આ શબ્દ તેના પર વીજળીની જેમ અસર કરે છે કે આ શબ્દ સાંભળીને તેની આંખોમાં અશ્રુ આવી જાય છે, તે મા તરફ દોડી જાય છે, તેને મનાવે છે, Sorry કરે છે, આ છે કેળવણી જે એક માએ બાળકની કરવી જોઈએ, આ બંદો વિચારી રહયો હતો કે અમારા બચપણમાં અમને કોઈ સો વાર પણ Behave કહે તો અમને ખબર જ ન પડતી કે શું કહી રહયો છે, તો આ માતાની જવાબદારી હોય છે કે કયા બાળકને તે શું સમજાવે છે કે કયા શબ્દનો અર્થ શું છે.

## ☆ મિત્રતા કોની સાથે કરાવવી:

પ્રયત્ન એવું કરવામાં આવે કે બાળકની દોસ્તી પોતાના ઘરના જ બાળકો સાથે થાય, ભાઈ–ભાઈનો મિત્ર બની જાય, દીકરો બાપનો મિત્ર બની જાય, પુત્રી પોતાની માતાની મિત્ર બની જાય, આજના યુગમાં સૌથી શ્રેષ્ઠ દોસ્તીની રીત આ જ છે.

અમારા દાદાજાન બે ભાઈ હતા. મોટા હાફિઝે કુર્આન હતા અને નાના નાઝિરા ખ્વાં હતા, પરંતુ બંનેની મિત્રતા ઉદાહરણ રૂપ હતી. દરેક જગ્યાએ સાથે જ રહેતા, પરામર્શ કરતા, તેમની ખુશી એક હતી, દુઃખ એકી સાથે હતું, તેઓ કહેતાં કે અમે પહેલાં મિત્રો છીએ, ભાઈઓ પછી. અલ્લાહની શાન જુઓ કે મોટા હાફિઝે કુર્આન હતા, નાના નાઝિરા ખ્વાં હતા તો મોટાને જ્યારે મંઝિલ સંભળાવવાની જરૂર જણાતી તો નાના ભાઈ તેમની મંઝિલ સાંભળતા, કેમકે દરેક સમયે બંને ભાઈઓ સાથે રહેતા હતા, જે હાફિઝે કુર્આન હતા તેમણે એટલો કુર્આન સંભળવ્યો કે બીજા ભાઈએ તેમની મંઝિલ સાંભળી અને એટલી સાંભળી કે તેઓ પણ હાફિઝે કુર્આન થઈ ગયા, તો ભાઈ પણ હોય અને મિત્ર પણ હોય તો મજા જ અલગ નિરાળો હોય.

## ☆ માતા–પિતા અને સંતાનો વચ્ચે અંતર:

પરંતુ આ વાતો કોણ શિખવાડશે? માતા શિખવાડશે, આજે દીકરી પોતાની માતાને કશું જાણાવતી નથી, બધું પોતાની સખીઓને જણાવી રહી

હોય છે, અને આ જ બૂરાઈની બુનિયાદ હોય છે, પુત્ર આજે પિતાથી દૂર જઈ રહયો છે અને મિત્રની નજીક જાય છે, આ કયામત નજીક હોવાની નિશાની છે કે પુત્ર પોતાના મિત્રની વાત પર અમલ કરશે પોતાના પિતાની વાતને અવગણશે. આજે તો મા–બાપ કેટલાયે ઉપકાર કરે, બાળકો તેની કદર કરતા નથી, તેનું બુનિયાદી કારણ એ જ છે કે એમના મગજમાં કોઈએ નાંખ્યું જ નથી કે ઉપકારનો આભાર માનવો જોઈએ.

તો આ બાળકની વ્યકિતગત જીંદગી જે ઘરના વર્તુળની અંદર છે, તેને માતાએ સુશોભિત કરવાની થાય છે, જો તે સારા આદાબ અને શિષ્ટાચારની તાકીદ કરશે તો બાળકમાં સંસ્કાર આવી જશે, તેના વ્યકિતત્વમાં આકર્ષણ આવી જશે. બાળક એક આકર્ષક વ્યકિત બની જશે.

માટે દસ્તરખ્વાન પર બાળકના ખાવાના આદાબ અને ઘરમાં અન્ય લોકો સાથે કેવું વર્તન કરવું જોઈએ, નાના બાળકોને પોતાની વસ્તુ બીજાને આપવાનું શિખવાડો કેમકે બાળકો માટે કોઈ રમવાની વસ્તુ કે પોતાની વસ્તુ બીજાને આપવાનું કામ જરા અઘરુ હોય છે, પરંતુ બાળકને આ બલિદાન તેની માતા શીખવે છે, તો આ વ્યકિતગત જીવનનું એક નાનું વર્તુળ છે, આ બધું માતાએ શિખવાડવાનું હોય છે, જ્યારે બાળક ઘરની અંદર એક સારું બાળક બનીને રહેવાનું શરૂ કરે છે તો તો બહારના લોકો સાથે જ્યારે તેનો સંપર્ક થાય છે તો ખરેખર એક સારો માણસ પુરવાર થાય છે.

## ☆ ઘરથી બહાર રહેવાના આદાબઃ

બહારનું વર્તુળ વિસ્તૃત છે અને એમાં કેટલીક વાતોનું ધ્યાન રાખવું જોઈએ. સૌથી પહેલી વાત બાળકને સલામ કરવાની ટેવ પાડવી જોઈએ કે જ્યારે પણ તેઓ પોતાના મોટાને જુએ તો તરત સલામ કરે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યોઃ

اَفْشُوا السَّلَامَ بَيْنَكُمْ

તમે સલામને પરસ્પર રિવાજ આપો, પ્રસાર કરો.

ઈમામ બુખારી રિવાયત ફરમાવે છે કે હઝરત અનસ (રદિ.)

અન્સારના બાળકોને સલામ કરતા અને પછી ફરમાવતા કે અમે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આવું જ કરતાં જોયું છે. અબૂ નઈમની રિવાયત છે કે બાળકો રમી રહયાં હતાં તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

اَلسَّلَامُ عَلَيْكُمْ يَا صِبْيَانُ

નાના બાળકોને પણ અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સલામ કરી રહયા છે અને તેમને આ રીત શીખવી રહયા છે. માટે બાળકો જ્યારે શાળાએ જવા લાગે તો સલામ કરીને જાય, પરત આવે તો આવતાની સાથેજ સલામ કરે.

સહાબા (રદિ.) ફરમાવે છે કે અમારી ટેવ તો એવી હતી કે જો કોઈ બંદો ઝાડની પાછળ જતો રહેતો અને જ્યારે પાછો આવતો હતો તો પોતાના સાથીને સલામ કરતો હતો શરીઅત એમાં અહંકાર અને અભિમાનને તોડયો છે, હવે શરીઅતનું સૌંદર્ય છે, માટે શરીઅતે કહયું છે કે જો કોઈ બંદો સવાર છે સવારી પર તો પગપાળા ચાલનારને સલામ કરે અને પગપાળા ચાલનાર બેસનારને સલામ કરે અને થોડાક લોકો વધારે લોકોને સલામ કરે.

ઈમામ તિર્મિઝી ફરમાવે છે કે અનસ (રદિ.)ની રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે ઘરમાં દાખલ થતા હતા તો દરેકની સાથે મલકાતા હતા અને પરિવાર જનોને સલામ કર્યા કરતા હતા, માટે જે પતિ ઘરમાં દાખલ થઈને સલામ કરે તેના ઘરમાં અલ્લાહ તઆલા બરકત અતા ફરમાવે છે, હવે સ્મિત આપવું અને સલામ કરવું આ કેટલી સારી સુન્નત છે તો નાનપણથી જ આ વાત શીખશે તો મોટો થઈને પણ અમલ કરશે, તો બાળકને આ સુન્નત પધ્ધતિ શિખવાડવી જોઈએ.

## ☆ હૂંફ અને સહાનુભૂતિ:

અન્ય લોકોના દુઃખ પોતાના સમજવા, તેમના દુઃખમાં સહભાગી બનવું જેથી બાળકના અંતરમાં એક લાગણી શીલ હદય આવી જાય. લાગણી વગરના

માણસમાં અને પ્રાણીમાં કોઈ તફાવત નથી, માટે બાળકની અંદર હમદર્દીની ભાવના પેદા કરવી આ મા–બાપની જવાબદારી છે, શરીઅતે એને એટલે સુધી દરજજો આપેલ છે, હદીષ શરીફમાં છે કે કયામતના દિવસે અલ્લાહ તઆલા એક બંદાથી ફરમાવશે, હે બંદા! હું ભૂખ્યો હતો, તેં મને જમાડયો જ નહિ. બંદો અચરજ પામશે કે હે રબ્બે કરીમ! તું સમગ્ર વિશ્વોનો પરવરદિગાર છે, ખાવા–પીવાથી પવિત્ર અને મુકત છે, તું કઈ રીતે ભૂખ્યો હતો કે મેં જમવાનું આપ્યું નહિ? અલ્લાહ તઆલા ફરમાવશે કે ફલાણા સમયે તારો પાડોશી ભૂખ્યો હતો, જો તું એને જમવાનું આપી દેતો તો મને ત્યાં જ પામી જતો, હવે બતાવો કે એક પાડોશીને ખાવાનું આપવું કેટલો રદજજો છે! અલ્લાહ તઆલા ફરમાવે છે, તું મને ત્યાં જ પામી લેતો, તો માલૂમ પડયું કે બીજાઓના કામે આવવું, અન્ય લોકોના દુઃખ વહેંચવા, સહાનુભૂતિની લાગણી હોવી, એનું જ બીજું નામ માનવતા છે.

## ☆ માણસ અને રોબોટની તુલના:

અમે લોકો કોલેજના યુગમાં અંગ્રેજી પુસ્તકમાં એક વિચિત્ર લેખ વાંચતા હતા, તે વાર્તા રૂપે લેખ હતો, જે કલ્પના શકિતથી એક વૈજ્ઞાનિકે લખ્યો કે વિશ્વામાં મોટી વૈજ્ઞાનિક પ્રગતિઓ થશે અને વિકાસ થશે. કયામતનો દિવસ હશે તો એક વૈજ્ઞાનિક અલ્લાહ તઆલાને કહેશે કે અલ્લાહ, તેં પણ માનવીઓ બનાવ્યા અને મેં પણ રોબોટ બનાવ્યો અને મારો રોબોટ તારા માનવી કરતાં શ્રેષ્ઠ છે, કેમકે આની બોડી સ્ટેઈનલેસ સ્ટીલથી બનેલી છે, આમાં કાટ લાગતું નથી અને લાંબી આવરદા (Long life) વાળી છે.

પછી આ માણસ તો એક ભાષા બોલે છે અને રોબોટમાં સમગ્ર વિશ્વની ભાષાઓનો Data છે, તો તે દરેક ભાષા બોલે છે. માનવી તો ફકત પ્રકાશમાં જુએ છે, આમાં Night viewing (રાત્રે જુવાની ક્ષમતા) પણ છે. માણસ તો કામ કરીને થાકી જાય છે અને તે મશીન થાકવાનું નામ લેતું નથી. માનવી તો નજીકનો જ અવાજ સાંભળી શકે છે, તે રોબોટ તો ઘણી દૂરનો અવાજ પણ સાંભળી લે છે.

આ પ્રકારની તુલના કરવાથી એવું લાગશે કે મશીનની ક્ષમતાઓ માણસની તુલનામાં વધુ છે. જ્યારે તે બંદો આવું કહેશે, તો અલ્લાહ તઆલા ફરમાવશે, સારું મશીન ચલાવીને દેખાડો, માટે તેની બે ચાર મશીનો હશે તે તેમના બટન દબાવશે અને તે મશીનો ચાલવા લાગશે, ચાલતાં–ચાલતાં અલ્લાહ તઆલા પોતાની કુદરતથી એક મશીનમાં Fault (ખામી) નાખી દેશે અને તેનું એક પાર્ટ તૂટી જશે તથા મશીન બંધ થઈ જશે, અન્ય મશીનો કામ કરતી રહેશે. અલ્લાહ તઆલાએ બંદાને ફરમાવશે, તેં જોઈ લીધું પોતાના મશીનોની સ્થિતિ! જી અલ્લાહ, એકમાં Fault આવ્યું અને તે બંધ થઈ ગઈ, અન્ય ચાલી રહી છે. અલ્લાહ તઆલા ફરમાવશે કે સારું હવે મારા બંદાઓની હાલત જોઈ લે, તો બે–ચાર બંદા હશે, અલ્લાહ તઆલા પોતાની કુદરતથી તેમના માંથી એકના પેટમાં દુઃખાવો કરશે, અને તે બંદો એકાએક દુઃખાવાના કારણે ચીસો પાડશે, પરેશાન થશે અને દર્દને કારણે આળોટવા માંડશે, જ્યારે તે સૂવા લાગશે અને રડવા લાગશે તો અન્ય બધા માણસો તેની આજુ બાજુ ભેગાં થઈ જશે, કોઈ તેનો હાથ દબાવી રહયો છે, કોઈ પગ બદાવી રહયો છે અને તેના દુઃખાવી હાલતની હાલત જોઈને એક અન્ય બંદાના આંખમાં અશ્રુ આવી જશે, અલ્લાહ તઆલા તે વૈજ્ઞાનિકને ફરમાવશે કે તેં જોયું, દુઃખાવો એક શરીરમાં થાય છે, અશ્રુ બીજાની આંખમાં આવ્યા, શું આ સહાનુભૂતિ તમારા મશીનોમાં છે? તો વૈજ્ઞાનિક કહેશે આ સહાનુભૂતિ તો નથી, ફરમાવ્યું આનું જ નામ માનવતા છે તો વૈજ્ઞાનિક સ્વીકાર કરશે કે ખરેખર તારો બનાવેલો માનવી મારી મશીનો કરતાં શ્રેષ્ઠ છે, ખૈર! આ તો કાફિર લેખક હતો, જેણે કાલ્પનિક રીતે બધું લખ્યું પરંતુ એટલી વાત તો મહેસૂસ થાય છે ને કે જો લાગણી ખતમ થઈ જાય તો મશીનમાં અને માણસમાં શું ફેર રહયો?

તો બાળકની અંદર હમદર્દીની, પ્રેમની ભાવના પેદા કરવી આ મા–બાપની જવાબદારી છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો:

اَحَبُّ النَّاسِ اِلَی اللّٰہِ اَنْفَعُھُمْ لِنَّاسِ

કે માણસોમાં અલ્લાહની નજીક સૌથી વહાલો એ હોય છે, જે અન્ય માણસોને લાભ પહોંચાડનાર હોય છે.

હવે આ પરિકલ્પના બાળકના મગજમાં નાખવી કેટલી આવશ્યક છે.પ્રસિધ્ધ ઘટના છે કે ઈબ્રાહીમ અદહમ સમયના બાદશાહ હતા. એક રાત્રે આંખ ઉઘડી તો જોયું કે ઓરડામાં પ્રકાશ છે, તે એક માણસ જે ઘણો નૂરાની વ્યકિતત્વ ધરાવતો હતો, તે બેઠેલો કાગળ પર કંઈક લખી રહયો છે, તેમણે પૂછયું કોણ? એણે કહયું હું ફરિશ્તો છું. શું લખી રહયા છો? એણે કહયું હું લોકોના નામ લખી રહયો છું, જેઓ અલ્લાહ તઆલાથી પ્રેમ કરે છે, તેમણે પૂછયું, મારું નામ? એણે કહયું, તમારું નામ તો આમાં નથી, ઈબ્રાહીમ અદહમે જયારે સાંભળ્યું તો તેમને અજબ લાગ્યું, પરંતુ તેમણે જવાબ આપ્યો સારું, જો હું અલ્લાહથી પ્રેમ કરનારાઓની સૂચિમાં નથી તો મારું નામ એમાં લખી લો, જેઓ અલ્લાહના બંદાઓથી અલ્લાહ માટે પ્રેમ કરે છે, ફરિશ્તાએ સાંભળી લીધું અને ગાયબ થઈ ગયો, થોડાંક સમય ગાળા પછી આ ઘટના ફરી વાર બની. હવે તેમણે પૂછયું કોણ? એણે કહયું ફરિશ્તો. પૂછયું કે શું લખી રહયા છો, એણે કહયું હું એ લોકોના નામ લખી રહયો છું જેમનાથી અલ્લાહ તઆલા પ્રેમ ફરમાવે છે. તેમણે પૂછયું મારું નામ? એણે કહયું સૌથી મોખરે તમારું નામ લખેલું છે, એટલા માટે કે તમે બંદાઓથી અલ્લાહ માટે પ્રેમ કરો છો, માટે અલ્લાહ તઆલા આપથી પ્રેમ કરે છે. હદીષે પાકમાં છે, અલ્લાહ તઆલા એ બંદાથી સૌથી વધુ પ્રેમ કરે છે, જે અલ્લાહના બંદાઓથી અલ્લાહને માટે પ્રેમ કરે છે, આનાથી માણસમાં સહાનુભૂતિ આવે છે.

બુખારી શરીફની રિવાયતમાં છે કે બની ઈસરાઈલની ઝાનિયા (વ્યભિચારી) સ્ત્રીએ તરસ્યા કૂતરાને પાણી પીવડાવ્યું હતું, આથી તેના ગુનાહોની મગફિરત થઈ ગઈ.

જો આ બાળક ભોજન દરમિયાન પોતાના પિતાને પાણી આપશે, માતાને પાણી આપશે, ખાવાનું લાવીને મૂકશે તો વિચારો અલ્લાહ તઆલાની તેના પર કેટલી રહમત થશે, જો કોઈ માંદું છે તો બાળક તેની સાથે સહાનુભૂતિ દાખવશે, સુબ્હાનલ્લાહ.

## ☆ માંદા કૂતરાની સારવાર પર નિસ્બતની પ્રાપ્તિ:

અમારા સિલસિલા આલિયા નકશબંદિયહના સરદાર અને મુખિયા ઈમામ બહાઉદ્દીન નકશબંદ બુખારી (રહ.)ના જીવન પ્રસંગોમાં લખ્યું છે કે એકવાર તેઓ જઈ રહયા હતા તો એમણે એક બીમાર કૂતરો દેખાયો તો એમણે જોયું કે આ કૂતરો બીમાર છે, પણ કોઈ ખબરગીરી કરનાર નથી તો એમણે તેની ખબરગીરી કરવાની જવાબદારી લઈ લીધી. તેઓ એના જખમો પર મલમ પણ લગાડતા અને મજૂરી કરીને તેમાંથી એક રોટલી લાવીને દરરોજ એ કૂતરા આગળ નાખતા. કોઈ પંદર દિવસ સુધી એમણે માંદા કૂતરાની માવજત કરી, જેથી કૂતરો સાજો થઈ ગયો. ફરમાવે છે તેના સ્વસ્થ થઈ જવાથી અલ્લાહ તઆલા એટલો પ્રસન્ન થયો કે એણે મને નિસ્બત અતા ફરમાવી દીધી. આ અમારી નિસ્બત નકશબંદિયહ એક કૂતરાની સેવા કરવાને આધારે અલ્લાહ તઆલાએ તે હસ્તીને અતા ફરમાવી તો જો માંદા કૂતરાની સેવા કરવાથી આ ઈનામ મળે છે તો ઘરનો કોઈ બંદો બીમાર હોય અથવા કોઈની તકલીફને માણસ પોતાની તકલીફ સમજે તો તેનો દરજજો અલ્લાહ તઆલા પાસે શું હશે? તે બાળકને શિખવાડવાનું હોય છે કે તે અન્ય લોકો માટે રાહત બને, પીડા દાયક ન બને, તેમના દુઃખ અને સુખ વહેંચનાર બને, આનું જ બીજું નામ માનવતા છે.

## ☆ બાળકોથી ઘરના કામ કાજ:

બાળકોના ઝિમ્મે જરૂરી કાર્યો લગાડવા. દાખલા તરીકે બાળકને નાનપણથી એવું શીખવવું જોઈએ કે તે પોતાની વસ્તુઓ જાતે જ સંકેલી લે, આ શૈલી માતા શિખવાડે છે, જો ન શિખવાડે તો બાળકો તો વસ્તુઓ વિખેરીને ખુશ થાય છે, વસ્તુઓ વેર વિખેર પડેલી છે અને દરરોજ ખોવાય છે. પોતાના પુસ્તકોની પણ કોઈ દરકાર નથી, વસ્ત્રોની પણ કોઈ પરવા નથી, બાળકો તોફાન કરે છે. આ વાત એમને શિખવાડવી પડે છે કે જુઓ આ તમારી વસ્તુઓ છે અને તેમનું ધ્યાન પણ તમારે જ રાખવાનું છે, પોતાના પુસ્તકો

સમેટવા, વસ્ત્રોને યોગ્ય રીતે રાખવા, પોતાની વસ્તુઓ ચોરીથી બચાવવી, ધ્યાન રાખવું આ Self Manegment (સ્વયં વ્યવસ્થા) આ બાળકને માતા શીખવે છે, માટે સૌથી પહેલાં આ કામ તેના ઝિમ્મે લગાડવું જોઈએ.

અને બીજું એ કે નાના નાના કામો બાળકોએ જ કરવાના હોય છે. દાખલા તરીકે ઘરના સૌ લોકો દસ્તરખ્વાન પર જમી રહયા છે અને પાણી લાવવાનું છે, તો કામ બાળકો જ કરે છે, તો પુત્રીને સમજાવવું જોઈએ કે દીકરી! જો ભોજન વખતે એક ડઝન વખત પણ જવું પડે તો તમારે કંઈ ખોટું લગાડવું નહિ. આ બાળકોની કાર્યસૂચિ માંથી છે, ઘરના આવા નાના–નાના કાર્યો બાળકો ખુશીથી કરે, આને સેવા કહે છે, અને સેવાથી ખુદા મળે છે, બાળકના મગજમાં એવું બેસાડો કે ઈબાદતથી જન્નત મળે છે અને આ સેવાથી ખુદા મળે છે અને જો બાળકોના ઝિમ્મે કામ નહિ લગાડશો તો બાળકો નફફટ બીન જશે, તેઓ કોઈ કામ નહિ કરે.

## ☆ બ્રહ્માના બેકાર પુત્રની કથાઃ

આપણે ત્યાં બ્રહ્માની એક કથા ઘણી પ્રસિધ્ધ છે. એક ગામડિયો છોકરો હતો, તે ખૂબ કામચોર બની ગયો હતો, તેની વાર્તા એમ છે કે એને એક દિવસ એની માતાએ કહયું કે દીકરા! પશુ ચરાવીને આવો તો દીકરાએ જવાબ આપ્યો કે અમ્મી હું પશુ ચરાવવા જઈશ તો મને તો શિયાળ ફાડી ખાશે, તો મા બેચારીએ ચરાવવાની કોઈ બીજી વ્યવસ્થા કરી દીધી. પછી માએ કહયું કે દીકરા! જાઓ બજારથી શાકભાજી લઈ આવો, દીકરાએ જવાબ આપ્યો કે અમ્મી, મને તો બજારનો રસ્તો ખબર નથી, તો બેચારી માએ શાકભાજી ખરીદવાની બીજા વ્યવસ્થા કરી લીધી. પછી જરૂરિયાત જણાઈ તો માતાએ કહયું કે દીકરા લાકડીઓ તોડી નાખો જેથી હું ચુલામાં બાળી શકું, મા મને નથી આવડતું. મા બેચારીએ લાકડી પણ ખુદ તોડી અને આગ બાળી અને જ્યારે શાકભાજી પણ આવી ગઈ અને લાકડી પણ કપાઈ ગઈ તો, આગ બળી તો માતાએ રસોઈ તૈયાર કરી. માતાએ ફરી અવાજ આપ્યો કે દીકરા ભોજન તો જમી લે તો પુત્રએ જવાબ આપ્યો કે અમ્મી, આપની વાતો નહિ માનું તો પછી

દોઝખમાં બળવું પડશે. જો બાળકની કેળવણી નહિ કરો તો તે દરેક કામમાં ના પાડશે અને જમવા માટે માશાઅલ્લાહ હા કહેશે.

માટે, ઘરની અંદરના કાર્યો પુત્રીના ઝિમ્મે લગાડો અને ઘરથી બહારના નાના નાના કામો પુત્રના ઝિમ્મે લગાડો. હવે કોઈ દરવાજે આવ્યું છે કે પુત્રીને મોકલવાની શી જરૂર છે? અલ્લાહ તઆલાએ જો પુત્ર આપ્યો હોય તો તે જાય અને દરવાજે જઈને જુએ કે કોણ આવ્યું છે, કેમ આવ્યું છે? તો ઘરની અંદરના કાર્યો, પોતાના કાર્યો ઝિમ્મે લગાડવા, આ પિતા અને માતાની જવાબદારી છે, તેથી બાળકમાં જવાબદારીની ભાવનાનો એહસાસ પેદા થાય છે. બાળકને સ્વચ્છતા, પાકીઝગીનો પાઠ માથી મળે છે.

## ☆ કેટલાક મહત્વના પ્રસંગોમાં બાળકોની સામેલગીરી:

ચોથી વાત છે કે વિભિન્ન પ્રસંગોએ અને મજાલિસમાં બાળકોને સાથે રાખવા, આ બાળકો માટે એક શીખવાની તક છે, માટે આવશ્યક પ્રસંગોમાં માણસ બાળકોને લઈને જાય અને ત્યાં એમને સમજાવતો રહે, શું કરવાનું છે? નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નિકાહ અને શાદીના પ્રસંગોમાં બાળકોને પોતાની સાથે રાખતા હતા, પાસે બેસાડતા હતા વાતો ફરમાવતા હતા, જમવાનું પીરસતા હતા, માટે મા–બાપ પ્રસંગોમાં સારી વાતો અંગે માર્ગદર્શન આપે અને ખરાબ વાતો વિશે પણ માર્ગદર્શન આપે જેથી બાળકોનું મગજ સ્પષ્ટ થઈ જાય કે શું સારું અને શું ખરાબ? આ સમાજિકતા મા–બાપ શીખવશે, જો બાળકને આ વસ્તુ શિખવાડવામાં નહિ આવે તો પછી બાળક અન્ય લોકો સાથે હળી–મળીને સંબંધ રાખી શકશે નહિ, તે પછી એકાંતવાદી બની જશે, અન્ય લોકો સમક્ષ જતાં ગભરાશે તો તેનું વ્યકિતત્વ અપૂર્ણ રહેશે.

## ☆ બાળકોને મિજબાની (આતિથય) શિખવાડવું:

પાંચામી વસ્તુ આતિથ્ય છે, આ શરીઅતનો એક મહત્વનો આદેશ છે. અને મા–બાપ આ ગુણ બાળકમાં પેદા કરે છે, માટે આપ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

مَنْ كَانَ يُؤْمِنُ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ فَلْيُكْرِمْ ضَيْفَهٗ

જે અલ્લાહ પર અને કયામતના દિવસ પર ઈમાન ધરાવે છે, શું અર્થ? અલ્લાહને માને છે અને કયામતના દિવસે અલ્લાહ સમક્ષ હાજર થવાનું માને છે, તેને જોઈએ કે તે મહેમાનનો આદર કરે.

માટે, આરબ લોકોમાં મહેમાન દારીની કેટલી સુંદર ટેવ જોવા મળે છે, સુબ્હાનલ્લાહ, ઉલમાએ દીન ફરમાવતા હતા કે એમ સમજો કે ઘરમાં કોઈ મહેમાન આવ્યો તો એટલી સેવા કરે માની લો કે પરવરદિગાર સ્વંય મહેમાન બનીને આવે તો તમે કઈ રીતે મહેમાન નવાઝી કરતા? માટે, અમે જોયું કે તેમને ત્યાં કોઈ મહેમાન જતો રહે તો એટલી મહેમાનદારી કરે છે કે અચરજ પામે છે અને આ મહેમાનદારીથી માણસની રોજીમાં બરકત આવે છે.

હદીષ શરીફમાં છે કે મહેમાન પાછળથી પહોંચે છે, અલ્લાહ તઆલા મહેમાનનું રિઝક પહેલાં એ ઘરમાં અતા ફરમાવી દે છે. સૈયદના ઈબ્રાહીમ અલયહિસ્સલામ મહેમાન વગર જમતા જ નહોતા. કેટલાયે માઈલ સુધી દૂર જઈને જો કોઈ બંદાને લાવવું પડતું તો પણ મહેમાનની સાથે જ બેસીને ખાવાનું જમતા. એક અન્ય હદીષમાં છે કે જે ખોરાકથી માણસ રોઝો રાખે અથવા રોઝો ઈફતાર કરે અથવા જે ભોજનમાં નાનું બાળક સામેલ થઈ જાય અથવા જે ભોજનમાં મહેમાન સામેલ થઈ જાય અલ્લાહ તઆલા કયામતના દિવસે તે ભોજનનો હિસાબ નહિ લે.

અમારા હઝરત મુરશદ આલમ (રહ.) એટલી હદે મહેમાન નવાઝ હતા કે હાતિમ તાઈની યાદ આવતી હતી.

અમારા નજીકના ગામમાં એક મહિલા હતી જે હાતિમતાઈની બહેન તરીકે પ્રખ્યાત હતી. તેનો પતિ જમીનદાર હતો, જમીનો હતી, ધનવાન કુટુંબ હતું. સન્માનનીય પરિવાર હતો અને આ સ્ત્રી નેક દિલ હતી. ગામની નજીક જ એક સડક હતી, જે શહેર તરફ જતી હતી. તે ગામમાંથી અને અંતરના ગામડાઓથી ઘણા પુરુષો અને સ્ત્રીઓ પગપાળા ચાલીને આવતા અથવા

ગધેડા કે ઘોડા પર સવાર થઈને આવતા અને રોડ પર આવીને પછી તેઓ બસમાં બેસીને શહેર તરફ જતા, હવે આ ક્રિયા દરરોજની હતી, ઘણાં લોકો મુસાફરી કરતા હતા તો તે એક અડ્ડો બની ગયો હતો, બિલકુલ ગામની સાથે, પરંતુ બસ એટલી વાત હતી કે કેટલીયે વાર લોકો શહેરથી આવતાં અને એમને મોડું થઈ જતું તો રાતના અધકારમાં, વેરાન રસ્તામાં, ખેતરોમાં એકલાં મુસાફરી કરવી, પુરુષ અને સ્ત્રીઓ માટે ભયજનક હતું, માણસોનો પણ ભય હતો અને પ્રાણીઓનો પણ ભય હતો, તો આ લોકો ત્યાં જ બસ સ્ટોપ પર રાત્રે રોકાઈ જતાં અને ઘણી વખત એમ થતું કે ગામથી શહેર જનાર લોકો જો કોઈ કારણે થોડાક જ લેઈટ ગઈ જતાં અને છેલ્લી બસ નીકળી જતી, તો સ્ટોપ પર પહોંચીને તેમને આખી રાત કાઢવી પડતી. જ્યારે તે સ્ત્રીને ખબર પડી તો ઘણાં બધાં મુસાફરો અહીં રાત્રિ પસાર કરે છે, તો તેણે એક ઓરડો પુરુષો માટે અને એક ઓરડો સ્ત્રીઓ માટે બનાવડાવ્યો, એ સિવાય એક ઓરડો સ્ત્રીઓ માટે એક ઓરડો પુરુષો માટે વેઈટીંગ રૂમ તરીકે બનાવડાવ્યો, જેથી તડકા અને વરસાદથી આ લોકો બચી શકે અને ઓરડામાં જઈને બેસી જાય, લોકોને સગવડ મળી ગઈ, થોડાક સમય પછી તેના મનમાં વિચાર આવ્યો તો તેણે તેમના માટે કઈક નાસ્તાની વ્યવસ્થા કરી દીધી અને પાણીની વ્યવસ્થા પણ કરી એમ કરતાં કરતાં ત્યાં જમવાની પણ વ્યવસ્થા થઈ ગઈ. પછી જે લોકો રાત્રે ત્યાં રોકાઈ જતાં તો એ સ્ત્રી તરફથી તેમને ભોજન પીરસવામાં આવતું. લોકો પણ લોકોજ હોય છે, એક સગવડ અને સરળતા મળે તો પછી સારી રીતે લાભ પ્રાપ્ત કરે છે, હવે લોકો પ્રવાસનું અયોજન એવી જ રીતે કરતા કે આપણે ત્યાંથી રવાના થઈશું અને ઈશાના સમયે ત્યાં પહોંચીશું, ભોજન લઈશું, રાત્રે ત્યાં જ રોકાઈશું, બીજા દીવસે શહેર જઈશું, માટે કયારેક ત્રીસ માણસ, અને કયારેક પચાસ માણસનું દરરોજ ભોજન તૈયાર થઈ રહયું છે અને એમને મળી રહયું છે.

જ્યારે કોઈ ખૈરનું કામ થઈ રહયું હોય છે કેટલાક લોકો એવા હોય છે જેમને પચતું નથી, માટે આવા પ્રકારના કેટલાક લોકો હતા, એમણે તે સ્ત્રીના પતિનો આવીને કહયું, જનાબ! દરરોજ ત્રીસ–ચાલીસ બંદાઓનું ભોજન?

લોકો તો એશ કરી રહયા છે. લાગે છે આપની પાસે મફતનું માલ છે, કયાંક આપ ઝાડ પરથી તો તોડતા નથીને? આમ તો કંગાળ થઈ જશો અને આ લોકો આપનો માલ ખાઈ જશે અને એવી વાતો કરી કે તેના પતિને લાગ્યું કે એટલા પૈસા તો વ્યર્થ બરબાદ થઈ રહયા છે, માટે એણે એ લંગર બંધ કરાવી દીધો,હવે જયારે મુસાફરો માટે ખાવાનું બંધ થયું તો એ સ્ત્રી ખુબ દુઃખી થઈ પણ સમજુ સ્ત્રી હતી. સમજતી હતી કે યોગ્ય પ્રસંગની વાત સોનાની ગાંગડીની જેમ હોય છે. પતિએ એક દિવસ તેને જોયું તો લાગ્યું કે ચિંતિત દેખાય છે, પૂછયું નેક બખ્ત શું થયું? કહેવા લાગી કે બસ આમ જ તબિયત થોડી નિરાશ જેવી છે, દુઃખી જેવી છે. તેણે કહયું કે સારું તો હું તમને આપણી જમીનો તરફ લઈ જાઉં છું, ત્યાં બગીચાઓ છે, ખુલ્લી હવા છે, જરા હરશો–ફરશો તો તમારી આ સ્થિતિ બદલાઈ જશે. તો આ પોતાના પતિ સાથે ગામની નજીક જ્યાં જમીનો હતી ત્યાં જતી રહી. થોડીક વાર આમ–તેમ ફર્યા પછી ત્યાં એક કૂવા પાસે આવીને બેસી ગઈ. અને કૂવાની અંદર જે ડોલ જઈ રહી હતી અને પાણી લાવી રહી હતી એને જોવા બેસી ગઈ. થોડીક વાર થઈતો પતિએ કહયું, સારું તો ચાલો હવે ઘરે પાછા જઈએ. તેણે કહયું સારું પરંતુ તે ડોલોને જ જોતી હતી તો પતિએ નજીક આવીને પૂછયું કે શું જોઈ રહયાં છો? તો તેણે તે સમયે કહયું કે હું એ જોઈ રહી છું કે આ બધી ડોલો ખાલી અંદર જઈ રહી છે અને પાણી ભરી ભરીને પાછી આવી રહી છે અને કૂવાનું પાણી ખલાસ થતું નથી. તો પતિએ કહયું કે અલ્લાહની બંદી! કયારેય કૂવાનું પાણી સૂકાયું છે? આ તો આખી ઉંમર ડોલો ચાલતી રહેશે તો પણ પાણી ભરી ભરીને લાવતી રહેશે. જ્યારે પતિએ આ વાત કરી તો તે સ્ત્રીએ આશ્ચર્યથી પૂછયું, સારું કૂવાનું પાણી સૂકાતું નથી? એણે કયહું નહિ, તો પત્નીએ કહયું, સારું તો અલ્લાહ તઆલાએ એક કૂવો આપના માધ્યમથી લંગરના સ્વરૂપમાં ચાલુ કર્યો હતો, તો આપને કેમ દુઃખ થયું કે કૂવાનું પાણી સૂકાઈ જશે? યોગ્ય પ્રસંગની વાત સોનાની ગાંગડી જેવી હોય છે. પતિ પર તેની વાતની અસર થઈ, કહેવામાં આવે છે કે જ્યાં સુધી તે સ્ત્રી હયાત રહી ત્યાં સુધી તે લંગર ચાલતો રહયો.

તો મહેમાન નવાઝી મોમિનની શાન છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કેટલા મહેમાન નવાઝ હતા.

## ☆ નબીએ કરીમ (સલ.)ની મહેમાન નવાઝીઃ

એક હદીષ શરીફ વાંચીએ છીએ તો આશ્ચર્ય થાય છે, એકવાર એક યહૂદી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મહેમાન બન્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને ઉતારો આપ્યો તેને ખાવાનું આપ્યું, અલ્લાહની શાન કે તેણે ખાધું. તેનું પેટ ખરાબ થઈ ગયું, રાત્રે જ્યારે તે ઉંઘી ગયો તો તેણે પથારીમાં જ જાજરૂ કરી દીધું. હવે શરમને લીધે તે સવારે ઊઠયો અને જતો રહયો. પથારીમાંથી દુર્ગંધ આવતી હતી. જ્યારે તે શહેરથી બહાર નીકળ્યો તો કૂવા પર તેણે કપડાં ધોઈ લીધા, નાહી લીધું, સ્વચ્છ થયો, લજ્જિત તો હતો પરંતુ તેને લાગ્યું કે કોઈ આવશ્યક વસ્તુ હતી જે પાછળ રહી ગઈ અને તે છોડી પણ શકતો નહોતો. હદીષ શરીફમાં છે કે જ્યારે તે યહૂદી પોતાની વસ્તુ લેવા માટે પરત આવ્યો તો તેણે શું જોયું કે અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના પવિત્ર હાથે મહેમાનનું મળ સાફ કરી રહયા છે, ધોઈ રહયા છે, જ્યારે તેણે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ અમલ જોયો તો કલ્મો પઢી લીધો અને મુસલમાન બની ગયો. અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મહેમાન નવાઝીની આ શાન હતી.

## ☆ બાળકોને લે–વેચ શિખવાડવીઃ

છટ્ઠી વસ્તુ એ છે કે બાળકને ખરીદ–વેચાણ વિશે સમજાવવું. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કેઃ

اَلْمُؤْمِنُ لَايَخْدَعُ وَلَا يُخْدَعُ

મોમિન ન ધોખો ખાય છે, ન ધોખો આપે છે.

ન તો એટલો ખરાબ હોય છે કે અન્ય લોકોને છેતરે અને ન એટલો ઓછી બુધ્ધિ નો હોય છે કે અન્ય લોકો તેને મૂર્ખ બનાવે. ન દગો આપે છે, ન

દગો ખાય છે. માટે, બાળકને આ સમજાવવું કે કોઈ વસ્તુ ખરીદવામાં કઈ કઈ વસ્તુઓનું ધ્યાન રાખવું જોઈએ, આ પિતાની જવાબદારી છે, માટે શોપીંગ કરતાં સમયે જરા મોટી ઉંમરનો છોકરો હોય તો તેને સાથે રાખવો જોઈએ અને જણાવવું જોઈએ કે દીકરા જુઓ, મેં વસ્તુ એટલા માટે પસંદ કરી છે, આ વસ્તુ પસંદ કરવાનું કારણ આ છે જેથી બાળકને ખબર પડે કે જો મારે આ કામ કરવું પડે તો મારે કઈ વાતોનું ધ્યાન રાખવું જોઈએ.

એક સહાબી હતા હઝરત ઝાહિર (રદિ.) ગામડિયા હતા અને એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં શાકભાજી ભેટમાં મોકલ્યા કરતા હતા. એકવાર બજારમાં ઊભા શાકભાજી વેચી રહયા હતા કે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બજારથી પસાર થયા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમની પીઠ તરફથી આવ્યા તો એમના હાથમાં શાકભાજી હતી અને કહી રહયા હતા, શાકભાજી ખરીદી લો, શાકભાજી ખરીદી લો, અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમની પીઠ તરફથી આવીને ઉપર ઊઠાવી લીધા અને ફરમાવ્યું કે છે કોઈ આને ખરીદનાર? અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પ્રેમની સ્થિતિ જુઓ, સહાબી ફરમાવે છે કે જ્યારે મને ખબર પડી કે અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ઉપાડયો છે તો મેં પોતાની પીઠને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પવિત્ર છાતીની સાથે બિલકુલ ચોંટાડી દીધી અને પછી મેં કહયું કે હે અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! આ માલ ખામીયુકત છે, આને ખરીદનાર કોણ હશે? અલ્લાહુ અકબર કબીરા! તો બાળકને ખરીદ–વેચાણની સમજ હોવી જોઈએ, પિતા પહેલાં જાતે ખરીદી કરે અને બાળક જોતું રહે અને બાળકને સમજાવવામાં આવે, પછી એક સમય એવો આવશે કે પિતા પોતાના પુત્રને લઈને જાય તો તેને કહે કે તમે બધા કામ કરો, હું ફકત દેખરેખ રાખીશ જો કોઈ બતાવવાની વસ્તુ હોય તો બતાવી દેવામાં આવે અને જો બાળક સારી ખરીદદારી કરે તો તેની પ્રશંસા કરવી જોઈએ, આથી તેમાં આત્મવિશ્વાસ આવી જાય છે અને તેને

એક કરવાની રીત આવડી જાય છે.

## ☆ સારા મિત્રોની પસંદગી:

સાતમી વસ્તુ છે મિત્રોની પસંદગી, માટે બહારના લોકોમાં નેક લોકો સાથે બાળક રહે અને ખરાબ લોકોથી બચે. આ જ વાતાવરણ સમાજમાં દરેક પ્રકારના લોકો હોય છે. માનવીય સ્વરૂપમાં પશુઓ પણ ફરે છે અને માનવીય સ્વરૂમમાં શૈતાન પણ ફરે છે, તો બાળકોને એ પશુઓ અને શૈતાનોથી બચાવવા છે અને નેક માણસો સાથે તેમના સંબંધો સ્થાપવા છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે:

اَلْمَرْءُ عَلٰى دِيْنِ خَلِيْلِهٖ فَلْيَنْظُرْ اَحَدُكُمْ مَنْ يُّخَالِلُ

"બંદો તેના મિત્રના દીન પર હોય છે" બાળક મિત્રોથી એટલું બધું શીખે છે આપણે તેની કલ્પના કરી શકતા નથી.

માટે, શૈખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયાના વાલિદ હઝરત મૌલાના યહયા (રહ.) ફરમાવે છે કે જો વિદ્યાર્થી તેજસ્વી હોય પરંતુ મિત્રતા કરવાનો રોગ હોય તો તેની હોડી દરિયાની વચ્ચે અવશ્ય ડૂબી જશે અને જો મિત્રતાનો રોગ નહિ હોય અને મંદબુધ્ધિ પણ હશે તો કયારે ને કયારે તેની હોડી કિનારે લાગી જ જશે.

## ☆ ઈમામ બાકર (રહ.)ની પોતાના પુત્રને નસીહત:

પહેલાના સમયમાં મા–બાપ બાળકોને સમજાવતા હતા કે મિત્ર કોને કોને બનાવવા જોઈએ, માટે ઈમામ બાકર (રહ.)એ પોતાના દીકરાને નસીહત કરી કે દીકરા! પાંચ પ્રકારના લોકોથી મિત્રતા કરશો નહિ. હવે જુઓ કેટલા પિતા છે અથવા કેટલી માતાઓ છે જેમણે બેસીને પોતાના બાળકોને આ વાત સમજાવી હોય કે બાળકો! આવા લોકોથી મિત્રતા કરશો નહિ, તેમણે પોતાના દીકરાને સમજાવ્યું કે પાંચ પ્રકારના લોકોથી મિત્રતા કરશો નહિ બલકે જો રસ્તે ચાલતાં સાથે ચાલવું પડે તો રસ્તામાં સાથે પણ ચાલશો નહિ, તો એમણે પિતાજીને પૂછયું, અબ્બુ કયા લોકો છે? જેમનાથી મિત્રતા કરવી નહિ, તો

પિતાજીએ કહયું કેઃ

એક તો મૂર્ખથી મિત્રતા કરશો નહિ, કેમ? એટલા માટે કે મૂર્ખ તમને લાભ પહોંચાડવા ઈચ્છશે પરંતુ તમને નુકસાન પહોંચશે કેમકે તે મૂર્ખ છે, તો મૂર્ખથી મિત્રતા કરશો નહીં.

અને બીજો જૂઠો માણસ. તેની મિત્રતા કેમ ન કરું? એટલા માટે તે દૂરને નજીક દેખાડશે અને નજીકને દૂર દેખાડશે, કેમકે તે જૂઠો છે, તેનો વિશ્વાસ શું?

અને ત્રીજો કંજૂસ. કંજૂસથી મિત્રતા કરશો નહિ. કેમ? એટલા માટે કે કંજૂસ તમને એવા સમયે દગો આપશે જ્યારે તમને એની ખૂબ જરૂર હશે.

અને ચોથો ફાસિક (દુરાચારી) અને ફાજિર (વ્યભિચારી–પાપી)થી મિત્રતા કરશો નહિ. કેમ? એટલા માટે કે તે તમને એક કોળિયાના બદલામાં વેચી નાખશે, કોળિયાથી ઓછાના બદલે વેચી નાખશે. શું અર્થ? ફરમાવ્યું કે તે તમને કોળિયાની આશાએ વેચી નાખશે, કેમકે તે ફાજિર અને ફાસિક છે, તમારો સોદો કરી નાંખશે, બલકે વેચી નાંખ્યા પછી તમને ભાવની પણ ખબર પડવા નહિ દે.

અને પાંચમો ફરમાવ્યો કે સંબંધ તોડનાર. સગપણ અને સંબંધોનો વિચ્છેદ કરનાર. જરીક વાતે કહેતો હોય કે હું બહેનથી બોલતો નથી, હું ભાઈ સાથે બોલતો નથી, હું અમ્મી સાથે વાત કરતો નથી, પિતાથી બોલતો નથી. હું સૌથી નારાજ છું, આવા પ્રકારનો સંધંધ તોડનાર માણસ, એટલા માટે મેં કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાની તેની સાથે નારાજી જોઈ છે.

તો માણસ બૂરા મિત્રોથી બચે, ખરાબ મિત્રોનું ઉદાહરણ ઝેરીલા સાપની જેમ છે, જે રીતે ઝેરીલો સાપ માણસને ડંખી લે છે અને માણસ શારીરિક મોત મરી જાય છે, એ જ પ્રકારે ખરાબ મિત્ર પણ માણસને ડંખી લે છે તો માણસ રૂહાની મોત મરી જાય છે.

અમારે ત્યાં એક મહાન અલ્લાહવાળા થઈ ગયા છે, એમને બાહુ સુલ્તાન કહેવામાં આવે છે અને પંજાબી ભાષામાં એમનો આરેફાના કલામ (આધ્યાત્મિક કાવ્યો) છે તો તેઓ પોતાની એક રૂબાઈમાં ખરાબ મિત્રોથી મના

ફરમાવતાં કહે છે કેઃ

ખરાબ મિત્રથી આપણે મિત્રતા ન કરીએ
અને આપણા વંશને કલંક ન લગાડીએ

ફરમાવે છે જે કડવા કૂવા હોય છે, તે મીઠા હોતા નથી ભલે તમે એક લાખ મણ ગોળ તેની અંદર નાંખી દો, કારણ કે પાણી કડવું છે. જ્યારે પણ મીઠાશની અસર ખતમ થશે, નીચેથી ફરી કડવું.

સાપના બચ્ચાં કયારેય મિત્ર નથી થતાં, તેને તમે પોતાની હથેળીએથી દૂધ પીવડાવતાં રહો, જ્યારે મોટો થશે, તે તમને ડંખી લેશે.

અને જે કાગડાનું બચ્ચું હોય છે, તે કયારેય હંસ નહિ બની શકે, ભલે ખાવામાં તમે મોતી કેમ ખવડાવતા નહિ હોય.

ઈન્દ્રાયણી એક નાનકડું ફળ હોય છે. આ જોવામાં તડબૂચની જેમ હોય છે. એટલું નાનાકડું પરંતુ અલ્લાહુ અકબર એટલું કડવું કે સવારના સમયે માણસ ચાખી લે તો સાંજ સુધી તેની કડવાટ જતી નથી. તો કહેવામાં આવે છે કે જે રીતે તે ઈન્દ્રાયણીનું ફળ કડવું છે, તે તડબૂચ બની શકતું નથી, ભલે તમે તેને મક્કા જ કેમ ન લઈ જાઓ.

તો એટલા માટે કેટલાક એવા ખરાબ મિત્રો હોય છે વિશેષ કરીને નિર્દયી અને ક્રૂર પ્રકારના બાળકોની મિત્રતાથી બચાવવું ખૂબ જ આવશ્યક હોય છે. આ મા–બાપે કેળવણી આપવાની હોય છે, અલ્લાહ કરે કે આપણાં બાળકો ઘરમાં માતા–પિતા વડે સારી કેળવણી પામે અને સમાજની એક સારી વ્યકિત બનીને જીવન પસાર કરે.

وَاٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ




# સંતાનોની શૈક્ષણિક કેળવણી

اَلْحَمْدُ لِلّٰهِ وَ كَفٰى وَ سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى،اَمَّا بَعْدُ:

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ    بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

﴿رَبِّ هَبْ لِىْ مِنَ الصّٰلِحِيْنَ﴾

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ۔

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

## ☆ દીને ઈસ્લામમાં જ્ઞાન પ્રાપ્ત કરવાનું મહત્વ:

ઈસ્લામ મઝહબમાં જ્ઞાન પ્રાપ્ત કરવાનું મહત્વ એટલી હદે બયાન કરવામાં આવ્યું છે કે આથી પહેલાં કયાંય દેખાતું નથી. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો:

طَلَبُ الْعِلْمِ فَرِيْضَةٌ عَلٰى كُلِّ مُسْلِمٍ

જ્ઞાન પ્રાપ્ત કરવું દરેક મુસલમાન પર ફર્ઝ અને આવશ્યક છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો:

اِنَّمَا بُعِثْتُ مُعَلِّمًا

કે હું મુઅલ્લિમ (શિક્ષક) બનાવીને દુનિયામાં મોકલવામાં આવ્યો છું- માટે, એક હદીષે મુબારકામાં ઈર્શાદ ફરમાવ્યો:

كُنْ عَالِمًا اَوْ مُتَعَلِّمًا اَوْ مُحِبًّا

તમે આલિમ (જ્ઞાની) બનો અથવા વિદ્યાર્થી બનો અને જો ન બની શકો

તો તેમનાથી પ્રેમ ધરાવનાર અવશ્ય બનો-

સુબ્હાનલ્લાહ! ઈલ્મ દોસ્તીની હદ જુઓ આલિમ બનો અથવા ઈલ્મ પ્રાપ્ત કરનાર બનો અને જો ન બની શકો તો તેમનાથી પ્રેમ ધરાવનાર બનો, માટે, ઈસ્લામથી પહેલાં વૈરાગીઓ, જયોતિષીઓ, પંડિતોને જ્ઞાનીઓ કહેવામાં આવતાં, આ ઈસ્લામ ધર્મનો માનવતા પર ઉપકાર છે કે તેણે આ બધા લોકો પાસેથી જ્ઞાન કાઢીને સામાન્ય લોકો સુધી પહોંચાડયું, માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો. ઈબ્ને અબ્બાસ (રદિ.) રિવાયત કરે છે, બુખારી શરીફમાં રિવાયત છે:

عَلِّمُوا وَ يَسِّرُوْ وَلاتُعَسِّرُوْ

કે તમે જ્ઞાન શિખવાડો, સરળતા કરો, મુશ્કેલી ન કરો.

بَشِّرُوا وَ لَاتُنَفِّرُوا

ખુશખબર આપો, નફરતો ન નાંખો.

وَ اِذَا غَضِبَ اَحَدُكُمْ فَلْيَسْكُتْ

અને તમારા માંથી કોઈને ગુસ્સો આવે તો તે ચુપ થઈ જાય.

આ એક જ હદીષ શરીફમાં ભણનાર અને ભણાવનાર લોકો માટે કેટલાં સુંદર સૂચનો છે. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આદેશ ફરમાવ્યો કે તમે જ્ઞાન પ્રાપ્ત કરો, જ્ઞાન શિખવાડો, સરળતા કરો, મુશ્કેલી ન કરો. જો કોઈ માણસ આને પોતાના જીવનનો સિધ્ધાંત બનાવી લે કે મારે અલ્લાહના બંદાઓ માટે સરળતાઓ કરવી છે, મુશ્કેલીઓ નહિ તો જીવન સરળ બની જશે, ધારો કે કોઈ પતિ મનમાં આ નિય્યત કરી લે મારે મારી પત્ની માટે સરળતાઓ કરવી છે, મુશ્કેલી નહિ તો તે પત્ની જીવતાં-જાગતાં જન્નતમાં પહોંચી જશે, પછી ફરમાવ્યું:

بَشِّرُوا وَ لَاتُنَفِّرُوا

ખુશ ખબર આપો, નફરતો ન નાંખો.

અને જ્યારે માણસને કોઈ વાતે ગુસ્સો આવે તો તે ચુપ થઈ જાય

નહિતર સામાન્ય રીતે માણસ જરૂરિયાતથી વધુ અમલ કરી જાય છે અને ગુનેહગાર થાય છે.

## ☆ દરબારે નબવીમાં વાંચન–લેખનનું શિક્ષણ:

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ્ઞાનનું મહત્વ ધ્યાને રાખીને સહાબા (રદિ.)ને વાંચન–લેખન શિખવાડયું, તેની કાર્યશૈલી શું હતી કે બદ્રના કેદીઓ જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા તો તેમનામાં એવા લોકો હતાં, જેઓ વાંચન–લેખન જાણતા હતાં, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું જો આપ લોકો મદીનાના લોકોને વાંચન–લેખન શિખવાડી દેશો તો આ તમારા માટે ફિદયહ (કેદીને છોડાવવા માટે અપાતું ધન) થઈ જેશ, અમે તમને આઝાદ કરી દઈશું. જરા સાંભળો, ૧૪૦૦ વર્ષ પહેલાં જ્યારે લોકો જ્ઞાનનું મહત્વ જાણતા નહોતા, તે સમયે સામાન્ય પ્રજાજનોને જ્ઞાન શિખવાડવાને ફિદયહ ઠેરવ્યું, આ આપણા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શાન છે, માટે બાળપણથી જ બાળકના મનમાં જ્ઞાનનો શોખ પૈદા થઈ જાય તો બાળક ખુશનસીબ બને છે.

## ☆ જ્ઞાન પ્રાપ્ત કરવાનો શ્રેષ્ઠ સમય:

ઈબ્ને માજાની રિવાયત છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે બાળક નાનાપણમાં જ્ઞાન પ્રાપ્ત કરે છે, તેની ઉપમા પથ્થરની લીટીની જેમ હોય છે.

اَلنَّقْشُ فِی الْحَجَرِ

અને જે મોટી ઉંમરમાં શીખે છે તેનું ઉદાહરણ તે વ્યકિત જેવું છે, જે પાણી પર લખે છે, હવે પાણી પર લખીએ તો ભૂંસાઈ જાય છે અને જો પથ્થર પર લખીએ તો બાકી રહે છે. તો બાળપણની સ્મૃતિ કેમ કે ખૂબ સારી હોય છે, તો માણસની Permenunt memory (કાયમી યાદગીરી)નું અંગ બની જાય છે, માટે જે બાળકો નાનપણની ઉંમરે કુર્આન યાદ કરી લે છે. છ, સાત, આઠ વર્ષની ઉંમરમાં તેમનું હિફઝ ઘણું પાકું હોય છે અને જે યુવાન વયના હોય છે તેમને

ઘણી મહેનત કરવી પડે છે.

## ☆બાળકોને જ્ઞાન–મિત્ર બનાવો:

અલ્લામા સખાવી (રહ.)એ અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત કરી. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે યુવાવસ્થામાં કુર્આન શીખો તો કુર્આન તમારી નસ–નસમાં દાખલ થઈ જશે અને વૃદ્ધાવસ્થામાં જશો તો પછી મુશ્કેલી થઈ જાય છે, માટે નાની ઉંમર જ્ઞાન શીખવા માટે ઉત્તમ ઉંમર હોય છે. મા–બાપને જોઈએ કે બાળકમાં જ્ઞાનનો પ્રેમ કરે, એટલે સુધીકે રમકડાં પણ આપે તો એવાં કે રમકડાંથી તેઓ કંઈક શીખે, તો બાળકમાં જ્ઞાનનો શોખ પેદા થઈ જશે, તે જ્ઞાન–મિત્ર વ્યકિત બની જશે, જ્ઞાનનો દુશ્મન એ જ વ્યકિત હોય છે, જે જાહિલ અને ઓછી બુધ્ધિ વાળો માણસ હોય છે, બુધ્ધિશાળી માણસ હંમેશાં જ્ઞાનની કદર કરનાર હોય છે તો એટલા માટે મા–બાપ અમુક વખતે એવું સમજે છે કે બાળક નાની ઉંમરમાં ફકત રમે, મોટું થઈને ભણી લેશે. ભણવું તો મોટા થઈને જ હોય છે, પરંતુ ભણવાનો શોખ નાની ઉંમરમાં તેના દિલમાં નાખી દેવામાં આવે છે અને સામાન્ય રીતે આ કાર્ય માતાઓ જ કરતી હોય છે, માટે અમારે ત્યાં ઘણી નાની ઉંમરે બાળકને કુર્આન પઢવા માટે મોકલી દેવામાં આવે છે જેથી બાળક પહેલાં કાયદો પઢે છે, પછી કુર્આન પઢી લે છે તો તેની અંદર પઢવાની ક્ષમતા પેદા થઈ જાય છે.

## ☆બુઝુર્ગોની દષ્ટિએ શિક્ષણનું મહત્વ:

માટે આપણા મહાનુભાવો બાળકોમાં શિક્ષણ પર ખૂબ વધારે ધ્યાન આપે છે. યહયા બિન હમીદુત્તવીલ એ જોયું કે હમ્માદ બિન સલમા બાળકોને હદીસો સંભળાવે છે તો આ કેટલાક મશાઈખ મુહદ્દેષીનની સેવામાં પહોંચ્યા અને ચુપચાપ બેસી ગયા તો હમ્મદા બિન સલમા બાળકોને ભણાવતા રહયા, ભણાવતા રહયા, ઘણીવાર પછી જયારે તેમણે ભણાવવાનું મોકૂફ કર્યું તો એ મશાઈખ તરફ પ્રેરાયા અને તેમની સાથે વાતો કરવા લાગ્યા તો યહયાએ કહયું

કે આપની પાસે સમયના મશાઈખ આવ્યા છે તો આપે એમની તરફ ધ્યાન આપ્યું નહિ અને બાળકોને જ ભણાવતા રહયા તો હમ્માદ બિન સલમાએ કહયું કે વાસ્તવમાં મેં એક સ્વપ્ન જોયું એક નહેર છે અને હું તેમાં ડોલ લઈને ઊભો છું અને આ બાળકો મારી સામે એક–એક કરીને આવે છે અને હું તેમની ડોલમાં નહેરથી પાણી નાખતો જઈ રહયો છું, આ કારણે આ બાળકોને ભણાવવામાં વધારે ધ્યાન આપ્યું.

હઝરત હસન (રદિ.) બાળકોને ફરમાવ્યા કરતા હતા કે બાળકો! તમે જ્ઞાન શીખો આજે તમે નાના છો અને કાલે તમે મોટા બની જશો, માટે બાળકોને કુર્આન અને સુન્નતની તાલીમ આપવી આવશ્યક છે.

## ☆ઈમામ બુખારીની બેનમૂન યાદશકિત:

ઈમામ બુખારી (રહ.)એ દસ વર્ષની ઉંમરમાં અહાદીષ શરીફ હિફઝ કરવાની શરૂ કરી દીધી હતી, હવે જુઓ દસ વર્ષની ઉંમર કેટલી નાની ઉંમર છે, પરંતુ તેમને ઘણી બધી હદીષો યાદ થઈ ગઈ હતી, માટે તેઓ ફરમાવે છે કે હું એક દિવસે મારા ઉસ્તાદની સેવામાં હાજર થયો તો ઉસ્તાદે એક હદીષ શરીફની રિવાયત કરતાં કહયું કે સુફિયાને અબૂ ઝુબૈરથી, એમણે ઈબ્રાહીમથી નકલ કર્યું, તો મેં કહયું કે હઝરત અબૂ ઝુબૈરે ઈબ્રાહીમથી નકલ કર્યું નથી, તો એમણે કહયું કે મારી પાસે તો આજ રીતે લખેલું છે, તો મેં કહયું કે અબૂ ઝુબૈરની ઈબ્રાહીમ સાથે મુલાકાત નથી. જે ઝુબૈરની મુલાકાત છે તે ઝુબૈર અદી છે, જેમણે ઈબ્રાહીમથી નકલ કર્યું છે, માટે ઉસ્તાદ તે જ સમયે ઘરમાં જતા રહયા અને અસલ નુસખો લઈને આવ્યા અને તેમાં જોયું તો તેમાં સુફિયાને ઝુબૈર અદીથી અને ઝુબૈર અદીએ ઈબ્રાહીમથી નકલ કર્યું હતું, તો ઉસ્તાદે કહયું કે આ બાળકે યોગ્ય કહયું કે અહીં રાવીના નામમાં ફરક પડી ગયો, હવે જુઓ કે દસ વર્ષનું બાળક છે, તે એટલા મહાન મુહદ્દીષની રિવાયતમાં રાવીના નામમાં ફરક કાઢી લે છે, એટલા માટે કે તેમની યાદ શકિત ઘણી સારી હતી. અલ્લાહની ખાસ ને'અમત તેમને પ્રાપ્ત હતી. કેટલીયે વાર ખબર નથી પડતી કે કયા બાળકને અલ્લાહ તઆલાએ કેવી ક્ષમતાઓ આપી છે, જ્યારે ભણવા

લાગે છે ત્યારે ખિલે છે.

## ☆દિલ મોહી લેનાર બાળકની તિલાવત:

અમને એકવાર મિસ્કીનપુર શરીફ જવાની તક મળી તો અમે જોયું કે ત્યાં એક છોકરો હતો, તેની ઉંમર આશરે અગિયાર વર્ષની હતી, તે એટલી સુંદર રીતે કુર્આન પઢતો હતો, એટલી સુંદર રીતે કે અલ્લાહુ અકબર જ્યારે તે છોકરો પઢવા લાગતો હતો તો વર્ગના બધા બાળકો શાંત થઈ જતાં હતાં, ઉસ્તાદ ચુપ થઈ જતા હતા, એટલે સુધીકે અન્ય વર્ગના વિદ્યાર્થીઓ બહાર આવીને તેની કિરઅત સાંભળ્યા કરતા હતા. અમે એકવાર અસર બાદ જોયું કે તે છોકરો મસ્જિદના સહેનમાં સૂરએ યૂસુફ પઢી રહયો છે અને આખા મદ્રસાના વિદ્યાર્થીઓ અને શિક્ષકો તેની ફરતે ભેગા છે અને તેનું કુર્આન સાંભળી રહયાં છે, આ બંદાઓ જ્યારે સાંભળ્યું તો એટલું મનમોહક લાગ્યું કે લગભગ એક કલાક આ બંદો પણ ઊભો રહીને તેનું કુર્આન સાંભળતો રહયો અને છોકરાનું હિફ્ઝ પણ એટલું પાકું હતું કે ભૂલ થવાનો પ્રશ્નજ નહોતો, તેના ઉસ્તાદે એ છોકરાની અજીબ વાર્તા સંભળાવી. કહેવા લાગ્યા કે આ ગામડાનો નિવાસી છોકરો છે, મા–બાપે છ–સાત વર્ષની ઉંમરે આને બકરીઓ ચરાવવા લગાડી દીધો. માટે ચાર વર્ષ સુધી આ છોકરો તડકામાં બપોરના સમયે બકરી ચરાવતો રહયો, તેનો વસ્તીના લોકો સાથે કોઈ સંબંધ નહોતો કે બાળપણમાં તેને વેરાન જગ્યા મળી તો બિલકુલ પ્રાણીઓ જેવી હાલત હોય છે, આ છોકરાની ટેવો પણ એવી હતી, એનું કામ એજ હતું કે સવારે ઊઠવું અને નાસ્તો કર્યા પછી બકરીઓ સાથે લેવી અને લઈને બહાર જતા રહેવું અને ખેતરોમાં, નિર્જન સ્થાનોમાં, ઠંડીમાં અને ગરમીમાં, બસ આ બકરીઓ ચરાવવાની છે, અને આખા દિવસનો થાકેલો સાંજે પરત આવવાનું છે. આ છોકરો ઘણીવાર ખૂબ કંટાળી જતો કેમ કે પરિશ્રમ ઘણો હતો. બકરીઓ પાછળ ખૂબ ભાગવું પડતું હતું. તેનો નાનપણનો એક મિત્ર હતો, તે મિસ્કીનપુર શરીફના મદ્રસામાં હિફ્ઝ કરવા માટે આવ્યો, તેના મા–બાપે તેને પ્રવેશ અપાવી દીધો, હવે તે છોકરો જુમ્આની રજાના દિવસે પાછો ગયો તો

તેની મુલાકાત થઈ તો બંને છોકરાઓમાં વાતચીત થઈ. મદ્રસાવાળાએ પૂછયું કે સંભળાવો, સમય કઈ રીતે પસાર થાય છે? તેણે કહયું આજ કાલ તો બકરીઓ છે અને હું છું અને ગરમી છે, પરસેવા આવે છે પણ પીવા માટે પાણી નથી મળતું અને કયાંક મળે છે તો ઉકાળેલું મળે છે, ભાગી ભાગીને મારી હાલત ખરાબ થઈ જાય છે, જ્યારે તેણે પૂછયું કે તમે કયાં છો? તો તે છોકરાએ જણાવ્યું કે હું તો એક મદ્રસામાં કુર્આન પાક હિફઝ કરી રહયો છું અને ત્યાં તો વીજળીના પંખામાં બેસીને ભણીએ છીએ, છાંયડો હોય છે, મજા હોય છે, સવારે નાસ્તો મળે છે, બપોરે જમવાનું, રાત્રે જમવાનું અમે તો ત્યાં રાજકુમારોની જેમ રહીએ છીએ અને ખૂબ સુવિધા વાળી જીંદગી પસાર કરી રહયા છીએ. તે છોકરાએ કેટલીક વાતો એવી બતાવી અથવા એવી શૈલીથી જણાવી કે આ છોકરો કહેવા લાગ્યો મને પણ મદ્રસામાં લઈ જાઓ, આ મુસીબતથી મારી જાન છૂટે, તેણે કહયું કે હું તો લઈ જઈશ પણ શું તમારા માતા–પિતા લઈ જવા દેશે? તેણે કહયું માતા–પિતા તો નહિ જવા દે, હું નાસીને જતો રહીશ, એમ આ છોકરાઓએ પરસ્પર નક્કી કરી લીધું. હવે જ્યારે શનિવારના દિવસે તે મદ્રસા વાળો છોકરો જવા લાગ્યો તો સાવર–સવારમાં આ પણ નાસીને તે છોકરા સાથે થઈ ગયો. મદ્રસામાં તે છોકરો આવ્યો તો જે પહેલાંથી ભણતો હતો તેણે આવીને મુહતમિમ સાહેબને કહયું કે આ છોકરો અમારા ગામનો છે અને આ પણ ભણવા ઈચ્છે છે અને આના મા–બાપે મારી સાથે મોકલ્યો છે તો મુહતમિમ સાહેબે વિશ્વાસ કરીને તેને પ્રવેશ આપી દીધો. આ છોકરો જે બકરીઓ ચરાવતો હતો, જેનું જીવન પશુઓની સાથે પશુની જેમ પસાર થઈ રહયું હતું, તેણે કુર્આન પાક યાદ કરવાનું શરૂ કરી દીધું, તેની પ્રકૃતિ કુર્આન મજીદમાં એવી ચાલી અને તેણે કુર્આન પઢવામાં એવી નિપૂણતા પ્રાપ્ત કરી કે જ્યારે પરીક્ષા થતી હતી તેના હંમેશાં સો માંથી એકસો પાંચ ગુણ આવતા હતા, પરીક્ષકો સો માંથી સો ગુણ તેને આપતા હતા અને પાંચ ગુણ તેની બેનમૂન કારકિર્દીના આપતા હતા અને પછી આ છોકરો જ્યારે કુર્આન પઢતો હતો તો લોકો રશ્ક કરતા હતા, માટે

અમે એ છોકરાને જોયો, દેખીતી રીતે તેનું સ્વરૂપ કોઈ ખાસ નહોતું પરંતુ અલ્લાહ તઆલાએ તેનામાં કેટલી ક્ષમતાઓ આપી હતી, તે એટલો સારો કારી બન્યો અને કુર્આન પઢનાર બન્યો કે તેનો કુર્આન સાંભળતા હતા તો કુર્આન લોકોનું દિલ મોહી લેતો હતો.

તો આપણને ખબર નથી કે કયા બંદાની અંદર જ્ઞાનની કેટલી ક્ષમતા છે, આ તો મા–બાપ જ્યારે તેને જ્ઞાન પ્રત્યે પ્રરે છે, ત્યારે તેની પ્રકૃતિ ખિલે છે તો બાળકોના દિલમાં જ્ઞાનનો પ્રેમ પેદા કરવો આ માતા–પિતાની જવાબદારી છે. આ મુદ્દો નોંધી લો કે બાળકોની શૈક્ષણિક કેળવણીમાં પહેલું કર્યા બાળકોમાં જ્ઞાનનો પ્રેમ જન્માવવાનું છે.

## ☆ બાળક માટે મુત્તકી ઉસ્તાદ શોધોઃ

પછી બીજું કામ ઉસ્તાદની શોધ કરવી, માટે આપણા બુઝુર્ગો જ્યારે બાળકને શિક્ષણ અપાવવાનો ઈરાદો કરતા તો કોઈ નેક અને મુત્તકી ઉસ્તાદ શોધતા હતા.

ઈમામ મુહમ્મદ (રહ.) એક નવાબના પુત્ર હતા, ઘણા સુંદર હતા અને ખૂબ તેજસ્વી હતા. એમના પિતાજીએ વિચાર્યું કે હું આને દીનનો આલિમ બનાઉં, માટે હમણા નાબાલિગ બાળક હતા તો એમના પિતા એમને ઈમામે આઝમ ઈમામ અબૂ હનીફા (રહ.) પાસે લાવ્યા કે હઝરત મારા આ છોકરાની શિષ્યતા સ્વીકારી લો. ઈમામ અબૂ હનીફા (રહ.)ની નજર પડી તો જોયું કે બાળક હમણાં નાનું છે, દાઢીના વાળ ઊગ્યાં નથી અને દેખાવડો છે અને મૂલ્યવાન વસ્ત્રો પહેર્યા છે તો એક દૃષ્ટિમાં આપે એના વ્યકિતત્વને ઓળખી લીધો, માટે એને સ્વીકારી લીધો પરંતુ એના પિતાને કહયું કે બે વાતો છે, એક તો એ કે આને જ્યારે ભણવા મોકલો સામાન્ય વસ્ત્રો પહેરાવીને મોકલજો, મૂલ્યવાન અને સુંદર વસ્ત્રો પહેરાવશો નહિ કે વિદ્યાર્થીને આની શી જરૂર? અને બીજી વાત એ કે આને હું મારી સામે નહિ બેસાડું, મારી પીઠની પાછળ બેસાડીશ તો પિતાજીએ બંને વાતો માની લીધી, માટે ઈમામ મુહમ્મદ (રહ.) ભણવા માટે જતા અને ઈમામે આઝમ ઈમામ અબૂ હનીફા (રહ.) એમને

પોતાની પીઠ પાછળ બેસાડતા, કેમ? એ એમનો તકવો હતો કે પુરુષની નજર ગેરમહરમ સ્ત્રી પર તો શું પડે, દાઢી વગરના બાળકના ચેહરા પર પણ ન પડે. નવયુવકને પણ જોવાની શરીઅતે મનાઈ ફરમાવી છે, તો બાળકને સામે ન બેસાડયું બલકે પીઠ પાછળ બેસાડયું, માટે ઈમામ મુહમ્મદ (રહ.) પીઠ પાછળ બેસતા, સબક લેતા અને જતા રહેતા, કેટલાયે વર્ષો વિતી ગયાં, એક દિવસ ઈમામ મુહમ્મદ (રહ.) કોઈ વાત પૂછવા માટે આવ્યા તો ઈમામ અબૂ હનીફા (રહ.) દીવાલ તરફ મોઢું કરીને બેઠા હતા અને તડકો એવો હતો કે બંદાનો પડછાયો દીવાલ પર પડતો હતો, તો ઈમામ મુહમ્મદ (રહ.)નો પડછાયો દીવાલ પર પડયો તો ઈમામે આઝમે જોયું કે આની દાઢી તો મોટી છે, તેનો પડછાયો દેખાઈ રહયો છે, હવે એમણે વળીને જોયું, કહેવામાં આવે છે કે ઈમામ અબૂ હનીફા (રહ.)ની પ્રથમ નજર તે સમયે પડી હતી જયારે પિતા લઈને આવ્યા અને બીજી નજર આ સમયે પડી જયારે અલ્લાહ તઆલાએ એમને સુન્નત મુજબ આટલી મોટી દાઢી અતા ફરમાવી દીધી. વચ્ચેના ગાળામાં એમના ચહેરા પર નજર જ ન પડી, એવા મુત્તકી ઉસ્તાદ, સુબ્હાનલ્લાહ. અને પછી ઉસ્તાદની લાયકાત અને ક્ષમતાઓ શિષ્યમાં પરાવર્તિત થાય છે.

## ☆ એક અઠવાડિયામાં કુર્આન પાકનું હિફઝ:

માટે જયારે ઈમામ મુહમ્મદ (રહ.) ભણવા લાગ્યા તો ઈમામ અબૂ હનીફા (રહ.)એ એક પ્રસંગે એમને પૂછયું કે તમે કુર્આનની પેલી આયત પઢો તો એમણે કહયું કે હું હાફિઝ નથી, તો ફરમાવ્યું કે તમને ખબર નથી કે મારો શાગિર્દ બનવા માટે હાફિઝ હોવું જરૂરી છે. આપ જાઓ અને હિફઝ કરીને આવો, તો ઈમામ મુહમ્મદ જતા રહયા અને અલ્લાહની શાન એક અઠવાડિયા પછી ઈમામ અબૂ હનીફા (રહ.) પાસે ફરી આવ્યા તો ઈમામ સાહેબ સમજયા કે કદાચ મળવા માટે આવ્યા છે, તો પૂછયું મુહમ્મદ! કેમ આવવાનું થયું? હઝરત આપે જે આદેશ આપ્યો હતો, મેં એક અઠવાડિયામાં આખો કુર્આન મજીદ હિફઝ કરી લીધો, માટે ઘણાં પુસ્તકોમાં લખ્યું છે કે ઈમામ મુહમ્મદ

(રહ.) એટલા તેજસ્વી હતા કે એક અઠવાડિયામાં કુર્આન મજીદ યાદ કરી લીધું.

## ☆ એક નુકતાની વાત:

ઉસ્તાદનું મુત્તકી હોવું અતિ અવશ્યક છે, એક નુકતાની વાત યાદ રાખો કે ઉસ્તાદ જો મુસલમાન છે તો બાળકને બાઈબલ ભણાવીને પણ મુસલમાન બનાવી દેશે અને જો ઉસ્તાદ કાફિર છે તો બાળકને કુર્આન ભણાવીને પણ કાફિર બનાવી દેશે, આ ઉસ્તાદના હાથમાં હોય છે, માટે ઘણી જગ્યાએ જોયું છે કે કાફિર ઉસ્તાદ ઈમાનવાળા બાળકોનું ઈમાન જ ખરાબ કરી દે છે.

## ☆ એક બોધ પ્રેરક ઘટના:

અમે એક વાર અમેરિકામાં હતા તો ત્યાં એક M.B.B.S ડોકટર હતા, તેમનો પુત્ર પણ ડોકટર બનવા માટે મેડીકલ કોલેજમાં જતો રહયો પરંતુ એટલો પરેશાન થઈ ગયો હતો કે તેની વાતો મા–બાપની સમજમાં આવતી નહોતી, તો મા–બાપ તેને ઉમરહના ઈરાદાથી મક્કા–મુકર્રમા લઈ આવ્યા, આશ્ચર્યની વાત છે કે તે છોકરો અમેરિકાથી મા–બાપ સાથે ચાલ્યો અને મક્કા–મુકર્રમા પહોંચ્યો અને હરમ શરીફના દરવાજે આવીને ઊભો થઈ ગયો અને મા–બાપને કહેવા લાગ્યો કે આપ લોકોએ ઉમરહ કરવો હોય તો કરી લો, મારે નથી કરવો. માતા રડી રહી છે, પિતા રડી રહયો છે, સમજાવી રહયો છે, તેણે કહયું મારે નથી કરવો. તે છોકરો હરમ શરીફના દરવાજેથી પરત થઈ અમેરિકા પાછો આવી ગયો. મા–બાપને એટલો આઘાત લાગ્યો કે તેઓ કહી શકતા નહોતા. આ બંદાની તેમની સાથે મુલાકાત થઈ તો તેમણે જણાવ્યું કે અમારા છોકરાની તો આવી હાલત છે, તો આ બંદાએ તે છોકરાથી વાતચીત કરી તો તે છોકરો જલ્દી ખુલી ગયો. બુનિયાદી કારણ એ નીકળ્યું કે એ છોકરાએ કહયું કે મારો એક શિક્ષક યહૂદી હતો, મેડીકલ ટીચર હતો, એક વાર તેની સાથે દસ મીનીટ માટે બેસ્યો, તેણે દીને ઈસ્લામ વિશે મને એટલો ચિંતિત કરી દીધો કે મારા દિલમાં ખુદાના અસ્તિત્વ અંગે પણ શંકા થવા લાગી

અર્થાત એને નાસ્તિક બનાવી દીધો. હવે કહો કે દસ મીનીટની બેઠકમાં મુસલમાન મા–બાપના દીકરાને એક ઉસ્તાદે નાસ્તિક બનાવી દીધો, આ તો અલ્લાહની શાન કે તેની શંકાઓ દૂર કરીને અમે તે છોકરાને કલ્મો પઢાવ્યો અને તે બીજા વર્ષે ફરીથી મા–બાપ સાથે ઉમરહ માટે આવ્યો. તો ઉસ્તાદ પર ઘણો બધો આધાર હોય છે, બાળક મા–બાપની વાત ખોટી સમજી લે છે, શિક્ષકની વાત ખોટી સમજતો નથી. એ જ રીતે કેટલાયે લોકો દીની ઈલ્મ, ભણાવવા માટે ગેરમુકલ્લિદ પ્રકારના ઉસ્તાદ પસંદ કરી લે છે અને બાળકને મુંઝવણમાં મૂકી દે છે. તો નેક મુત્તકી અને ખરા અકીદા વાળા ઉસ્તાદની શોધ મા–બાપની જવાબદારી છે, બાળકની અંદર તેના ઉસ્તાદની અસરો આવે છે.

## ☆ અલ્લામા ઈકબાલના મહાન ઉસ્તાદ:

કેટલાક લોકો પૂછે છે કે અલ્લામા ઈકબાલનું જીવન તો સામાન્ય જેવું દેખાય છે, પરંતુ જ્યારે તેમના અશઆર વાંચીએ છીએ તો દંગ થવાય છે કે જે રીતે એમણે ઈમાન વિશે વાતો કરી અને દીન વિશે તથા ઈસ્લામ વિશે અને મોમિન વિશે તો લાગે છે કે કોઈ વલી બોલી રહયો છે તે તેનું બુનિયાદી કારણ એ છે કે તેમની જીવનીમાં લખ્યું છે કે તેમને બાળપણમાં જે પર્શિયન ભણાવનાર શિક્ષક હતા તે ઘણા મુત્તકી ઉસ્તાદ હતા, તેમનો તકવા પ્રખ્યાત હતો. આ એ ઉસ્તાદની મહેનત છે કે એમણે નાનપણમાં એ બાળકના દિલમાં ઈસ્લામનો એવો પ્રેમ ભરી દીધો હતો. બાળકને મૌલાના રૂમનો પરિચય કરાવ્યો, અવલિયા અલ્લાહની કેટલીક વાતો બતાવી અને દીનની ભાવના એટલી ભરી દીધી કે જ્યારે આ મોટા થઈને ડોકટર બનાવા યુ.કે. જતા રહયા તો ત્યાં જઈને લખે છે કે:

**ન છૂટે મુઝસે લંડનમેં ભી આદાબે સહર ખેઝી**

અર્થાતઃ લડંનમાં પણ મારાથી સવારે વહેલાં ઊઠવાના આદાબ છૂટે નહિ.

બાળપણની આ બરકતો એવી હોય છે કે જાહેર સો પ્રતિશત શરીઅત પ્રમાણે ન પણ બનાવી પામે તો તેના દિલની અંદર એ લાગણી મોજૂદ હોય છે.

માટે અલ્લામા ઈકબાલ જ્યારે બોલતા હતા વાસ્તવમાં તેમના ઉસ્તાદ અંદરથી બોલતા હતા, તો એના માટે મુત્તકી ઉસ્તાદનું હોવું અતિ આવશ્યક છે.

## ☆ અરબી ભાષાથી પ્રેમ પેદા કરો:

ત્રીજી વસ્તુ છે બાળકને અરબી ભાષ શિખવાડવી અરબી ભાષાથી આપણે એટલા માટે પ્રેમ કરવો જોઈએ કે કુર્આન મજીદ અરબી ભાષામાં નાઝિલ થયું. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ભાષા અરબી હતી અને જન્નતમાં પણ અરબી ભાષા હશે. માટે, આપણા કલ્મા–ગો લોકોને અરબી ભાષાથી પ્રેમ હોવો જોઈએ, દરેક પુરુષ અને દરેક સ્ત્રીએ અરબી ભાષા શીખવી જોઈએ, પ્રેમના કારણે શીખવી જોઈએ જેથી આ ભાષા આવડી જાય અને તે પછી આપણને કુર્આન સમજમાં આવી જાય.

## ☆ ઈલ્મે નહ્વ (વ્યાકરણ કળા)નું સંપાદન:

પ્રારંભમાં સહાબા (રદિ.) પોતાની માના ખોળેથી જે ભાષા શીખતા હતા, તે જ બોલતાં હતાં. હઝરત અલી (રદિ.)ના કાળમાં આપ (રદિ.)ને લાગ્યું કે નવી પેઢીની સંતાનો જે છે તેમની બોલ–ચાલમાં ભૂલો આવતી જાય છે તો એમણે અબૂલ અસ્વદને એક કાગળ પર વ્યાકરણના નિયમો લખાવ્યા અને પછી આ કળાના સંપાદનનું એક સ્વરૂપ બની ગયું. આ જ વ્યાકરણ પછી આગળ વધ્યું અને આજે સર્ફ નહ્વમાં અરબી ભાષાને શીખવા માટેનું સમગ્ર જ્ઞાન ઉપલબ્ધ છે.

આજની સ્ત્રીઓ બાળકને નાનપણમાં અંગ્રેજી શિખવાડે છે, પારકી ભાષાઓ શિખવાડવી જાઈઝ છે પરંતુ અસલ તો અરબી ભાષા છે, જેથી બાળકમાં દીનનો પ્રેમ ઉભરે, કોઈ કવિએ કેટલું સરસ કહ્યું છે!

સુના હૈ વહાં હોગી બોલી અરબકી
મગર હમને સીખી હૈ ઈંગ્લીશ ગઝબકી

અર્થાત: આખિરતમાં જન્નતમાં દરેક બંદો અરબી બોલશે તો શરૂઆત અરબીથી કરો કે આ કુર્આનની ભાષા છે, પછી જ્યારે બાળક મોટું થાય તો તે

ઈચ્છે તો પચાસ ભાષાઓ શીખે, હવે તેના માટે જાઈઝ છે અને મહત્વનું છે, જેટલી ભાષાઓ શીખે એટલું વધુ સારું છે. આજકાલ તો સંપર્ક માટે દરેક ભાષા આવડવી જાઈએ.

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે હિજરત કરીને મદીના તૈયબા તશરીફ લાવ્યા તો અન્સારે એક છોકરો રજૂ કર્યો, જેમનું નામ હતું ઝૈદ બિન સાબિત (રદિ.) અને તે છોકરાએ પ્રેમના કારણે અગિયાર સૂરતો યાદ કરી લીધી હતી. જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સામે રજૂ થયા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું પઢો, તેમણે પઢયું તો અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણા ખુશ થયા, પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને ફરમાવ્યું કે હે છોકરા! આ યહૂદી લોકો પોતાની ભાષામાં કેટલાક લખાણો લખીને લાવે છે અને પછી મારે તેમને જવાબ આપવો પડે છે તો અમારે પછી એ યહૂદીઓથી જ લખાવવું પડે છે. તેમ જાઓ અને એમની સિર્યાની ભાષા શીખી લો, માટે ઝૈદ શીખીને આવી ગયા. એક રિવાયતમાં છે કે સત્તર દિવસમાં સિર્યાની ભાષા શીખી લીધી. તે પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જેટલા પત્રો એ ભાષામાં લખાવ્યા એ બધાં હું જ લખ્યા કરતો હતો, તો જુઓ કે બાળકમાં કેટલી લાયકાત અને યોગ્યતા છે. આજે છે કોઈ બાળક જે એક મહિનામાં કોઈ અન્ય ભાષા શીખે, એક માસમાં તો ખબર જ નથી પડતી કે ભાષા કેવી હોય છે? પરંતુ અલ્લાહ તઆલાએ એમને એટલી ક્ષમતા આપી હતી કે સંપૂર્ણ ભાષા એક માસની અંદર શીખી લીધી. આજે તો બાળકો પહેલાં ધોરણ થી શરૂ કરે છે અને અંત સુધી અંગ્રેજી શીખતાં જાય છે અને તે પછી પણ અંગ્રેજી લખવા–વાંચવામાં ભૂલો કરે છે. તો આ સિદ્ધાંત સમજી લો મુસલમાન હોવાના નાતે બાળકને શરૂઆત અરબીથી કરાવવી જોઈએ અને તે કઈ રીતે થશે? તે કુર્આન મજીદ પઢાવવાથી થશે. તો બાળકને અરબી ભાષા વાંચવાનું શિખવાડો, આ અરબીનું પ્રારંભ થઈ ગયું, હવે સમય સાથે બાળક અરબી પણ ભણશે અને અન્ય ભાષાઓ પણ ભણશે.

## ☆ બુઝુર્ગોના કિસ્સાઓ સંભળાવ્યા કરોઃ

બાળકો સામે ઉલમાએ કિરામના કિસ્સાઓ સમયાંતરે બયાન કરતાં રહેવું, આનાથી ઘણો લાભ થાય છે કે આપણા બુઝુર્ગોએ નાની ઉંમરમાં કેવી રીતે જ્ઞાન પ્રાપ્ત કર્યું.

સુફિયાન બિન યહયા (રહ.) ફરમાવે છે કે એકવાર તેઓ હદીષનો દર્સ આપી રહયા હતા કે એક છોકરો આવ્યો અને મોટી ઉંમરના બધા પુરુષો બેઠા હતા, એ મોટી ઉંમરના પુરુષોએ ઈશારાથી તેને દૂર કરી દીધો, ભાઈ! તમે બાળક છો, જાઓ. જ્યારે છોકરાને તેમણે ઈશારાથી દૂર કરી દીધો તો સુફિયાન (રહ.)એ એને બોલાવીને પોતાની પાસે બેસાડયો અને આયત પઢી :

﴿كَذَالِكَ كُنتُم مِّن قَبْلُ فَمَنَّ اللَّهُ عَلَيْكُمْ﴾

અને તે પછી લોકોને જણાવ્યું કે જુઓ મારા પર એક સમય એવો હતો કે મારી ઉંમર પણ નાની હતી, કદ પણ નાનું હતું, એટલું નાનું કે હું મજલિસમાં બેસતો હતો તો એવું લાગતું કે લાકડીમાં ખીલી ઠોકી હોય, તે ખીલીની જગ્યાએ હું ઠોકાયેલો હતો, એટલો નાનકડો હતો અને મારો ખડિયો અખરોટની જેમ હતો અને મારી કલમ બદામની જેમ હતી, પરંતુ જ્યારે જ્ઞાન પ્રાપ્ત કરી લીધું તો નાનો કદ હોવા છતાં મારી સ્થિતિ એ હતી કે જ્યારે હું મુહદ્દેસીનની મજલિસમાં જતો તો તેઓ કહેતા હતા કે શૈખે કબીર (મહાન શૈખ) માટે જગ્યા ખાલી કરો, એટલે કે નાનકડો છોકરો હતો પરંતુ એની પાસે જ્ઞાન હતું તો ફરમાવ્યું કે લોકો મને શૈખે કબીર કહેતા હતા.

## ☆ ઈમામ માલિકની નાનપણમાં જ્ઞાન પ્રાપ્તિઃ

ઈમામ માલિક (રહ.)એ જ્યારે ભણવાનો ઈરાદો કર્યો તો તેમની માતાજીએ તેમને કાળી પાઘડી બાંધી અને ફરમાવ્યું કે રબીઅતુર્રાય પાસે જતા રહો અને તેમનાથી અદબ પણ ખૂબ શીખો. ઈમામ માલિક (રહ.) ફરમાવે છે કે તે એવો જમાનો હતો કે ઈમામ નાફિઅ (રહ.) મસ્જિદમાં ફજરની નમાઝ પઢતા અને બેસતા. અને જ્યારે તેમની પાસે કોઈ અન્ય માણસ બેસતો નહિ,

હું તો છોકરો હતો, હું ફજર પછી તેમની પાસે બેસી જતો તો તેઓ મને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અહાદીષ સંભળાવતા હતા અને હું એ હદીષો યાદ કરી લેતો હતો. આ રીતે સંકલન બન્યું કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ રિવાયત કરી, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી ઈમામ નાફિઅ (રહ.)એ રિવાયત કરી અને ઈમામ નાફિઅ (રહ.)એ ઈમામ માલિક (રહ.)થી રિવાયત કરી.

## ☆ ઈમામ શાફઈની જ્ઞાન પ્રાપ્તિ માટે મુસાફરી:

ઈમામ શાફઈ (રહ.) પણ આ જ રીતે બાળપણમાં જ્ઞાન પ્રાપ્ત કરવામાં લાગી ગયેલા. તેમના કિસ્સા તો ઘણાં લાંબા છે, બસ એટલીજ વાત છે કે તેઓ ફરમાવે છે, મને ઈમામ માલિક (રહ.)થી મળવાનો શોખ હતો, હું મક્કા મુકર્રમાથી મદીના તૈયબા ઊંટોના કાફલા સાથે ચાલ્યો. અમને રસ્તામાં પંદર દિવસ થઈ ગયા અને મેં રસ્તામાં પંદર દિવસમાં પંદર વાર કુર્આન મજીદ સંપૂર્ણ પઢી લીધો. આજે આપણે મક્કા–મુકર્રમાથી મદીના તૈયબા જઈએ છીએ. એરકંડીશન ગાડીઓમાં ચાર થી પાંચ કલાકમાં અને આપણે ચાર–પાંચ પારા પઢી શકતા નથી. પંદર દિવસમાં એમણે પંદર વાર કુર્આન મજીદ પઢી લીધો.

## ☆ ઈમામ શાફઈ ઈમામ માલિકના દર્સના વર્તૂળમાં:

ફરમાવે છે કે જ્યારે હું મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં પહોંચ્યો તો નમાઝ થઈ. તે પછી મેં જોયું કે એક ઊંચા–લાંબા કદનો માણસ છે, તેણે એક ચાદર બાંધી છે અને એક વીંટેલી છે અને તે એક ઉચ્ચ સ્થાને બેસીને કહેવા લાગ્યો :

قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ

તો મેં ઓળખી લીધા કે આ ઈમામ માલિક (રહ.) છે, હું પણ બેસી ગયો, એ એવો જમાનો હતો જ્યારે ઈમામ માલિક (રહ.) શ્રોતાઓને પવિત્ર

હદીષો લખાવી રહયા હતા, માટે સૌ લોકો પાસે ખડિયા પણ હતા, કલમ અને કાગળ પણ અને તેઓ લખવામાં વ્યસ્ત થઈ ગયાં. હું મુસાફર હતો. મારી પાસે કાગળ, કલમ કે ખડિયો નહોતો. હું હદીષો સાંભળતો રહયો અને ઝંખના કરતો રહયો કે હું પણ આ વિદ્યાર્થીઓની જેમ તેમનું લખાણ કરી શકતો, મને મારી સામે એક તણખલું પડેલું દેખાયું, તે તણખલું ઉપાડી લીધું અને તેને પોતાના હોઠની ભીનાશથી લગાડયું કે જે રીતે તેને ખડિયાની શાહીમાં ડૂબાડી રહયો છું, અને પછી મારી હથેળી પર લખવાનું શરૂ કરી દીધું કે જે રીતે કલમથી કાગળ પર લખી રયો છું તો હું એ જ રીતે એ હદીષો મારી હથેળી પર લખતો રહયો, ઈમામ માલિક (રહ.)એ પણ મને જોઈ લીધો, જ્યારે મજલિસ પૂરી થઈ તો લોકો આગળની નમાઝની તૈયારી કરવા જતા રહયાં, મારો વુઝૂ હતો તો હું ત્યાં જ બેસી રહયો તો મને ઈમામ માલિક (રહ.)એ પોતાની પાસે બોલાવ્યો અને પૂછયું કે હથેળી પર શું લખી રહયા હતા? મેં કહયું, હદીષો. દેખાડો, જ્યારે મેં હથેળી દેખાડી તો સાફ હતી, ઈમામ માલિક (રહ.) કહેવા લાગ્યા આ શું? મેં કહયું જી હું તણખાથી લખી રહયો હતો. તેમણે કહયું પવિત્ર અહાદીષના અદબ વિરુધ્ધ છે, મેં કહયું, હઝરત! હું મુસાફર છું. કલમ, કાગળ અને ખડિયો મારી પાસે નથી, મેં તો એ વિદ્યાર્થીઓના અનુકરણમાં એક રૂપતા પ્રાપ્ત કરવામાં તણખલાથી પોતાની હથેળી પર લખવાનું શરૂ કરી દીધું, વાસ્તવમાં તો હું મારા દિલમાં લખી રહયો હતો. ઈમામ માલિકે ફરમાવ્યું, સારું જેટલી અહાદીષ મેં લખાવી છે, તેમાંથી અડધી મને સંભળાવી દો, ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે કે આશરે એકસો અહાદીષ ઈમામ માલિકે લખાવી હતી, મેં તે બધી મતન અને સનદ સાથે તેમને સંભળાવી દીધી, તો ઈમામ માલિક ફરમાવા લાગ્યા કે ખરેખર આ છોકરાને અલ્લાહ તઆલાએ વિશેષ તેજસ અતા ફરમાવ્યું છે, માટે ઈમામ શાફઈ (રહ.) ઈમામ માલિક (રહ.)ના શિષ્ય બની ગયા, એટલા હોશિયાર શાગિર્દ હતા કે ઈમામ માલિક પણ અચરજ પામતા હતા.

## ☆ ઈમામ શાફઈની ચતુરાઈ:

એક વાર એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો કે જી, મારે બુલબુલ વેચવી હતી અને ખરીદનારને મેં કસમ ખાઈને કહી દીધું આ બુલબુલ આખો દિવસ બોલતી રહે છે અને પછી મને વિચાર આવ્યો કે ભાઈ આખો દિવસ તો બોલતી નથી, ચુપ પણ થાય છે અને મેં કસમ ખાધી તો હું હાનિસ (કસમ તોડનાર ગુનેહગાર) તો નથી બન્યો, તો ઈમામ માલિકે ફરમાવ્યું ક હા, તમે હાનિસ બની ગયા, જ્યારે ઈમામ માલિકે આ ફતવો આપ્યો તો ઈમામ શાફઈ બાળક હતા, તેમના એક શાગિર્દને કહેવા લાગ્યા કે ભઈ ઉસ્તાદના આ ફતવામાં મને કંઈ કહેવાનો અવકાશ દેખાય છે, એણે ઈમામ માલિકને જણાવી દીધું, ઈમામ સાહેબે પૂછયું, શું? સીધી જ વાત છે કે તેણે કહયું આ બુલબુલ આખો દિવસ બોલતી રહે છે, તે આખો દિવસ બોલતી નથી માટે હાનિસ થઈ ગયો, તો ઈમામ શાફઈએ કહયું કે હઝરત આપથી અમે આ હદીષ શરીફ સાંભળી કે જ્યારે ફાતિમા બિન્તે કૈસે નિકાહનો ઈરાદો કર્યો તો તેમની પાસે બે પુરુષોના પૈગામ (માંગા) આવ્યા. એક અબૂ જહમ (રદિ.) અને એક મુઆવિયા (રદિ.)નો, તો તેઓ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થઈ કે હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મારા બે માંગા આવ્યા છે, એક અબૂ જહમ (રદિ.) તરફથી અને એક મુઆવિયા (રદિ.) તરફથી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાંભળીને ફરમાવ્યું કે અબૂ જહમ (રદિ.)તો ખભેથી લાઠી ઊતારતો જ નથી અર્થાત અમુક લોકો કડક સ્વભાવના હોય છે ને! દરેક સમયે હાથમાં લાઠી હોય છે, તો તેમના વિશે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અબૂ જહમ (રદિ.)તો ખભેથી લાઠી ઊતારતો જ નથી અને મુઆવિયા (રદિ.) પાસે માલ નથી, બિલકુલ કંગાળ છે. તો હવે આ હદીષમાં નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે ફરમાવ્યું તો આ ઉપમા જણાવી કે અબૂ જહમ (રદિ.)ની પાસે અધિકતર લાઠી રહેતી હતી, એવો મતલબ નહોતો કે લાઠી ખભેથી ઊતરતી નથી. ન દિવસે ન રાત્રે, ન સૂતાં ન જાગતાં. તો જો ઉપમા તરીકે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વાત ફરમાવી તો જો

ઉપમા તરીકે જો આ બંદાએ પણ કહી દીધું કે આ બુલબુલ આખો દિવસ બોલતી રહે છે તો અર્થ ઘટન એવું જ થશે કે દિવસનો મોટો ભાગ બોલે છે, થોડી વાર ચુપ રહે છે, આ હાનિસ બનતો નથી. તો ઈમામ માલિક આ વાત સાંભળીને આશ્ચર્યચકિત થયા. પછી ઈમામ શાફઈ જેટલા દિવસ ત્યાં રહયા તેમણે જ્ઞાન પ્રાપ્ત કર્યું.

ફરમાવે છે તે પછી હું ત્યાંથી કૂફા તરફ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ચાલ્યો તો ઈમામ માલિકે પોતાના પૈસાથી મને ઊંટ ભાડેથી લાવીને આપ્યું અને મને ફરમાવ્યું કે હે છોકરા! તારા દિલમાં અલ્લાહ તઆલાએ એક નૂર પ્રકાશિત કરી દીધો છે, તો ગુનાહો વડે એ નૂર ઓલવી દેશો નહિ, આ અસલ નેઅમત છે, જે ઉસ્તાદ શાગિર્દના દિલમાં ભરે છે. ઈમામ માલિક (રહ.)એ જે ફરમાવ્યું કે તમારા દિલમાં અલ્લાહ તઆલાએ એક નૂર પ્રકાશિત કર્યો છે, હવે તેમે ગુનાહો વડે એ નૂર નષ્ટ કરશો નહિ અને આ વસ્તુ એ જ સમય શકય છે જ્યારે ઉસ્તાદ મુત્તકી હોય.

## ☆ એક વાંધાનો જવાબ:

હવે અહીં એક વાત એ જન્મે છે કે દરેક બાળક તો હાફિઝ, આલિમ નથી બનતો, વધારે કરીને બાળકો શાળાઓ અને કોલેજોમાં જઈને દુન્યવી શિક્ષણ પ્રાપ્ત કરે છે, તો ભાઈ જ્ઞાનનો જો શોખ હોય તો બાળકો જે રીતે દીનમાં આગળ વધે છે એ જ રીતે દુન્યવી શિક્ષણમાં પણ આગળ વધી જાય છે. અસલ તો અંદર જ્ઞાનનો શોખ છે.

## ☆ એક જ્ઞાન પ્રેમીનો પરાક્રમ:

માટે એક બે બનાવો આ બંદાને પોતાના જીવનમાં જોવા મળ્યા. આ તે સમય હતો જ્યારે આ બંદો યુનિવર્સિટીમાં શિક્ષણ મેળવી રહયો હતો. અમારા મહોલ્લામાં એક ગરીબ માણસ હતો જેને વૃધ્ધાવસ્થામાં અલ્લાહ તઆલાએ દીકરો અતા ફરમાવ્યો. કદાચ લગ્નના ત્રીસ–પાંત્રીસ વર્ષ પછી તેને ત્યાં પુત્ર જન્મયો. હવે જ્યારે પુત્ર મોટો થયો, જુવાન થયો તો મા–બાપ બન્ને તદ્દન

વૃધ્ધ થઈ ગયાં હતાં. બાળકે મેટ્રીકની પરીક્ષા આપી, સારા માર્કસથી પાસ થયો, પૂછયું, અબ્બુ મારે આગળ ભણવાનું મન થાય છે. પિતાએ કહયું કે દીકરા હું બીમાર છું, મજૂરી કરી શકતો નથી, તારી બા પણ વૃધ્ધ છે અને અમારો કોઈ આધાર નથી, તો સારું છે કે તમે ભણવાનું શોખ ન રાખો. ઘરની બેઠકમાં એક નાનકડી કરિયાણાની દુકાન બનાવી લો. બાળકે જોયું કે વાત તો ખરેખર યોગ્ય છે તો તેણે ઘરની બેઠકમાં કરિયાણાની દુકાન બનાવી લીધી. થોડાક રૂપિયાનો સામાન પિતાએ લાવીને આપ્યો, મહોલ્લા વાળા તેમની ગરીબાઈથી પરિચિત હતા તો સહાનુભૂતિથી તેમનાથી વસ્તુઓ ખરીદી લેતા હતા કે એમને કઈંક નફો મળશે તો તેમનો નિર્વાહ થઈ જશે. હવે છોકરો આખો દિવસ દુકાને બેસતો, અલ્લાહની શાન, તેનું કામ ચાલવા લાગ્યું, અહીં સુધીકે તેની પાસે થોડાંક પૈસા ભેગાં થઈ ગયાં, તેને ભણવાનો શોખ તો હતો જ તેણે F.S.C ના પુસ્તકો ખરીદ્યાં, હવે નવરાશના સમયે દુકાને બેસીને વાંચતો, એક દિવસે તેના પિતાએ જ્યારે જોયો તો કહયું, દીકરા તમે વાંચો છો કે દુકાનદારી કરો છો. તમે દુકાન પર શું ધ્યાન આપશો? લો જી હવે તે અન્ય લોકો સામે વાંચી પણ શકતો નથી, માટે જ્યારે તે સાંજે દુકાન બંધ કરતો તો પિતાને કહેતો કે મારે મિત્રો સાથે રમવા જવું છે, આખો દિવસ બેસી બેસીને થાકી ગયો છું, પિતા રજા આપી દેતો અને આ છોકરો કોલેજના મિત્રો પાસે જઈને વાંચવા લાગતો, તેમને પૂછતો કે પ્રોફેસરે શું ભણાવ્યું, તમે શું શીખ્યું, જાતે ભણી લેતો. લો હવે આ બાળકે મા–બાપથી સંતાઈને F.S.C ની સંપૂર્ણ તૈયારી કરી લીધી, હવે પરીક્ષા આપવાનો સમય હતો, તેણે અમને સંપર્ક કર્યો કે મેં ખાનગીમાં તૈયારી કરી લીધી છે તો કોલેજ વાળા મારો પ્રવેશપત્ર મોલકતા નથી તો અમે મોટા ભાઈ અને કેટલાક અન્ય પ્રોફેસર હઝરાતના માધ્યમથી પ્રિન્સીપલ સાહેબને એ વિનંતી કરી કે આ છોકરાએ ખાનગીમાં તૈયારી કરી છે આપ એની પરીક્ષ લઈલો, ચકાસણી કરી લો, જો આપને લાગે આ છોકરો પાસ થનાર છે તો તેનો પ્રવેશપત્ર મોકલી આપો. અને નહિતર ના કહીદો. પ્રિન્સીપલ પણ સારા માણસ હતા. તેમણે એક–બે અધ્યાપકોને જવાબદારી સોંપી, તેમણે રિપોર્ટ

આપી કે છોકરો શૈક્ષણિક રીતે તેજસ્વી છે, તેનો પ્રવેશ પત્ર મોકલી આપવામાં આવ્યો, હવે જ્યારે પરીક્ષાના દિવસો નજીક આવ્યા તો છોકરાએ પોતાના પિતાને કહયું કે અબ્બુ! એક અઠવાડિયું જરા મારે ખરીદારી કરવી પડશે તો આપ દુકાનદારીમાં મારી સહાયતા કરજો જેથી હું વસ્તુઓની ખરીદારી સારી અને ઓછા ભાવે કરી શકું, પિતાએ કહયું, બહું સારું,માટે તે સવારે ઘરેથી નિકળતો અને તેણે કેટલીક વસ્તુઓની યાદી બનાવી હતી તે શહેરમાં એક દુકાનદારને આપી દેતો, જે જથ્થાબંધ વેપારી હતો અને તેને કહેતો કે આ વસ્તુઓ કાઢીને મૂકજો હું આવું છું અને ત્યાંથી સીધો કોલેજ જતો અને ત્યાં જઈને તે પેપર આપતો, પેપર આપ્યા પછી પરત આવતો અને વસ્તુઓ લઈને ઘરે આવી જતો તો પિતા સમજતાં કે મારો પુત્ર શહેરમાં ફરી ફરીને વસ્તુઓ શોધીને લાવ્યો છે, છોકરાએ એક અઠવાડિયું પસાર કરી લીધું અને પેપર પણ બધાં આપી દીધાં, હવે અલ્લાહની શાન જુઓ કે જ્યારે પરિણામ આવ્યું તો અખબારમાં એ છોકરાનો ફોટો પ્રકાશિત થયો હતો. મહોલ્લા વાળાઓએ તેના પિતાને અભિનંદન પાઠવ્યા કે આપના પુત્રે તો આખા બોર્ડમાં સ્થાન લઈ લીધું. તે કહે કે મારો પુત્ર તો દુકાનદાર છે તો મહોલ્લાવાળા કહે જુઓ સમાચાર પત્રમાં તેનો ફોટો છે, તે છોકરાએ ખાનગી રીતે એટલી મહેનત કરી કે F.S.C માં તેણે આખા બોર્ડમાં પોઝીશન પ્રાપ્ત કરી લીધી. હવે જ્યારે મહોલ્લા વાળાને ખબર પડી તો તેમણે એ છોકરા માટે પ્રયત્નો કર્યા, તો અમે એક ઈન્ડસ્ટ્રીઅલ ફાર્મ હતો, જે સ્કોલરશીપ આપતો હતો, તેમને કહીને સ્કોલરશીપ પણ ચાલુ કરાવી દીધી. અને સરકાર તરફથી પણ તેની એક સ્કોલરશીપ ચાલુ થઈ ગઈ તો તેના પિતાને સમજાવ્યું કે જુઓ આપને મહિનાનું ખર્ચ જોઈએ ને? આપને ઘેર બેઠા સ્કોલરશીપ ના પૈસા મળતાં રહેશે, આપ આપનું જીવન પસાર કરો, છોકરાને કેમ દુકાને બાંધો છો? આ ભણવાનો શોખ ધારવે છે અને આને એજિનિયરીંગ કોલેજમાં પ્રવેશ મળી રહયો છે, આને દાખલ થવા દો, પિતાએ રજા આપી દીધી, એક સ્કોલરશીપથી તે છોકરો પોતાનું ખર્ચ પૂરું કરતો હતો અને બીજી

સ્કોલરશીપથી તે માતા–પીતાના નિર્વાહની સેવા કરતો, ચાર વર્ષ યુનિવર્સિટીમાં ભણ્યો. પછી તે ઈલેકટ્રીકલ એંજિનિયર બન્યો, પછી અલ્લાહ રબ્બુલ ઈઝઝતે તેને ઘણું ઉચ્ચ સ્થાન આપ્યું અને એક સમય એવો પણ આવ્યો કે તે આજ શહેરનો મોટો ઓફિસર બન્યો અને તેની પાસે કાર પણ હતી, બિલ્ડીંગ પણ હતી અને તે મા–બાપને લઈ તે બિલ્ડીંગમાં સ્થાળાંતર કરી ગયો અને શહેરના માનવંતા લોકોમાં તે છોકરાની ગણના થતી હતી. હવે જુઓ તે છોકરો મા–બાપથી છુપાઈને ભણી રહયો છે, પરંતુ તેની અંદર જ્ઞાન પ્રાપ્ત કરવાનો શોખ હતો અને તેના કારણે દુકાનદારીથી પ્રગતિ કરીને અલ્લાહ તઆલાએ તેને સમગ્ર શહેરની આદરણીય હસ્તીઓમાં સામેલ ફરમાવ્યો, તો વાસ્તવિક વસ્તુ જ્ઞાનનો પ્રેમ છે.

## ☆ યુવાન છોકરી ઘેર બેઠા ડોકટર:

હવે એક છોકરીનો બનાવ સંભળીલો. અમે કોલેજમાં ભણતાં હતાં તો અમારા એક અરબીના પ્રોફેસર હતા. ઘણા નેક અને દીનદાર હતા, તેમની પુત્રી મેટ્રીક સુધી તો છોકરીઓની શાળામાં ભણી, મેટ્રીક પછી વિજ્ઞાન–શિક્ષણ માટે Co-education હતું, છોકરીઓ અને છોકરાઓએ સાથે ભણવું પડતું હતું. જે છોકરીઓની કોલેજ હતી તેમાં ફકત આર્ટસના વિષયો ભણાવવામાં આવતા હતા. એવો પ્રોફેસર શોધવો મુશ્કેલ હતો જે ફીઝીકસ અને કેમેસ્ટ્રી ભણાવી શકે તો પ્રોફેસર સાહેબે કહયું કે હું છોકરાઓની કોલેજ માં અરબીનો પ્રોફેસર છું, મારી રહેણી–કરણી દીન દારી દાખવે છે, અને તમે મારી દીકરી છો અને ત્યાંજ છોકરાઓની સાથે ભણશો તો મને સારું નહિ લાગે, તો છોકરીએ જોયું કે પિતાના મનમાં આ વિચાર છે, તો તેણે કહયું, અબ્બુ! ઠીક છે હું કોલેજમાં એડમીશન નથી લેતી, તે છોકરી ઘરે બેસી ગઈ. એક દિવસ પોતાના પિતાને કહેવા લાગી અબ્બુ! હું આખો દિવસ નવરી હોઉં છું, મને આપ F.S.C ના મેડીકલ પુસ્તકો લાવી આપો. હું ઘેર બેઠા વાંચતી રહીશ, મારો સમય પસાર થઈ જશે. અમારા પ્રોફેસરે પોતાની પુત્રીને મેડીકલના પુસ્તકો લાવી આપ્યાં અને તે છોકરી ઘરે વાંચતી રહી. કેટલીક જગ્યાએ તે અટકી પડતી, તેણે વિનંતી

કરી કે અબ્બુ કોઈ પ્રોફેસર પાસે ટયુશન રખાવી આપો, પિતાએ કહયું, દીકરી હું નથી ઈચ્છતો કે તમે છોકરી છો, કોઈ પુરુષથી ભણો, તમારી યુવા વસ્થા છે, તો તે કહેતી સારું અબ્બુ! જે વાત મારી સમજમાં નથી આવતી તો આપ કોલેજ તો જાઓ જ છો, કોઈ પ્રોફેસરને એના વિશે પૂછીને આવો, હવે મજાની વાત સાંભળો કે મેડીકલનો પ્રશ્ન અને અરબીનો પ્રોફેસર પૂછવા માટે પ્રોફેસર પાસે જતો અને એ પ્રોફેસર અરબીના પ્રોફેસરને મેડીકલનો પ્રશ્ન સમજાવતો, હવે તે અરબીના પ્રોફેસર બિચારા શું સમજતા હશે, પરંતુ તે છોકરી એટલી તેજસ્વી હતી જયારે અરબીના પ્રોફેસર ઘરે આવીને તેને બે ચાર શબ્દો સંભળાવતા અને નોંધ દેખાડતા તો તે છોકરી એ નોંધથી સમજી લીધા કરતી હતી. આ રીતે તે છોકરીએ ઘરમાં ભણ્યું અને છેવટે જયારે તેણે પરીક્ષા આપી તો તેણે આખી કોલેજમાં ટોપ કર્યું. ફાતિમા જિનાહ મેડીકલ કોલેજ એક એવી કોલેજ છે કે મેડીકલનું શિક્ષણ ફકત છોકરીઓને આપવામાં આવે છે. તે છોકરી પછી ત્યાં દાખલ થઈ ગઈ. આજે તે છોકરી લેડી ડોકટર બની ચૂકી છે. આશ્ચર્ય થાય છે કે તે છોકરીના મનમાં શોખ હતો. તેણે ઘરે બેસીને મેડીકલનું શિક્ષણ પ્રાપ્ત કરીને એડમીશન મેળવી લીધું અને આજે તે મેડીકલ ડોકટર બનીને જીવન જીવી રહી છે, તો આધુનિક શિક્ષણ હોય કે દીની તાલીમ અસલ વસ્તુ જ્ઞાનનો શોખ છે આ શોખ ભરવો મા–બાપની જવાબદારી છે અને તેના માટે સારા ઉસ્તાદ નો હોવું મદદ રૂપ બને છે, માટે મા–બાપને જોઈએ કે પોતાના બાળક માટે સારા ઉસ્તાદની શોધ કરે અને તેની પાસે બાળકને ભણાવે તો પછી બાળક જ્ઞાનની નેઅમત સરળતાથી પ્રાપ્ત કરી લેશે.

## ☆ ઈમામ અબૂ યૂસુફ (રહ.) ધોબીના સ્થાને ચીફ જસ્ટીસઃ

ઈમામ અબૂ યૂસુફ એક ગરીબ પિતાના પુત્ર હતા, વાત ખૂબ મજાની છે, ધ્યાનપૂર્વક સાંભળવા જેવી છે. બાળપણમાં પિતાનું અવસાન થઈ ગયું તો માતાએ કહયું, દીકરા! તમે કઈક હુન્નર શીખી લો, હું વિધવા સ્ત્રી છું, મારે ઘરથી નીકળવું ન પડે અને ઘરમાં ખાવાનું કઈક મળી જાય તો માતાએ તેમને ધોબી પાસે મોકલ્યા કે તયાં જઈને કપડાં ધોવાનું શીખી જાય. પુત્ર ધોબી પાસે

કપડાં ધોવાં માટે જઈ રહયો છે. રસ્તામાં ઈમામે આઝમ અબૂ હનીફા (રહ.)નું ઘર હતું અને ત્યાં મજલિસ થતી હતી. એક દિવસ આ છોકરો (યાકૂબ નામ હતું, પાછળથી અબૂ યૂસુફથી પ્રસિધ્ધ થઈ ગયા) ત્યાં મજલિસમાં જઈને બેસી ગયો તો ઈમામ સાહેબની વાતો ખૂબ ગમી. ઈમામ સાહેબ પણ હોશિયાર હતા, તેમણે છોકરાને જોઈને તરત ઓળખી લીધો કે અલ્લાહ તઆલાએ આને ખૂબ ક્ષમતાઓ આપી છે. તેમણે પૂછયું કે ભાઈ તમારો પરિચય શું છે? તેમણે કહયું પિતાજી ગુજરી ગયા, એકલાં માતાજી છે, તેમણે મને ધોબી પાસે મોકલ્યો કે કપડાં ધોવાની કળા શીખો. ઈમામ સાહેબે કહયું કે તમે આખો મહિનો મારી પાસે આવ્યા કરો અને જેટલા પૈસા ધોબી તમને આપશે તેમાથી વધુ પૈસા હું તમને આપીશ. તમે જઈને માતાજીને કહી દેજો, હેતુ તો સિધ્ધ થઈ જશે, માટે ઈમામ અબૂ યૂસુફે પણ આવું જ કર્યું. હવે આ આખો દિવસ તો ઈમામ સાહેબ પાસે પસાર કરતા હતા અને મહિના પછી પગારના પૈસા લઈને પોતાની માને આપી દેતા. જ્યારે માને પૈસા મળવા લાગ્યા તો સંતુષ્ટ જીવન જીવવા લાગી. કેટલાયે વર્ષો વિતી ગયા, તેઓ યુવાન થઈ ગયા એક દિવસ તેમની માતાને ખબર પડી કે મારો દીકરો કપડાં ધોવાનું જાણતો જ નથી, તેમણે પૂછયું કેમ દીકરા? અમ્મા, હું તો જ્ઞાન પ્રાપ્ત કરૂં છું અને પૈસા તો મને ઉસ્તાદ આપે છે, તે લાવીને હું તમને આપી દઉં છું, માતાએ કહયું કે દીકરા તમે કપડાં ધોવાનું શીખો જેથી તમારી આવકનું માધ્યમ હોય, માટે ઈમામ અબૂ યૂસુફની માતા તેમને સાથે લઈને ઈમામે આઝમ પાસે આવ્યાં અને તેમને કહયું કે મારા પુત્રને આપે ભણવામાં લગાડી દીધો, સારું થતું કે આ કપડાં ધોવાની કળા શીખતો. તો ઈમામ સાહેબ આ સાંભળીને મલકાયા અને ફરમાવ્યું કે જુઓ ખર્ચ તો તમને મળી જ જાય છે. હું આ છોકરાને એવી કળા શિખવાડું છું કે જ્યારે આ શીખી લેશે તો આ પિસ્તાનો હલવો ખાશે, હવે ઈમામ સાહેબની આ વાતને એ વૃધ્ધ સ્ત્રીએ મજાક સમજી, તે ચુપ થઈ ગઈ. ખર્ચ મળતું હતું. તેમણે વધુ મુશ્કેલી પેદા ન કરી. ઈમામ અબૂ યૂસુફ ઈમામે આઝમના હોનહાર શાગિર્દ બન્યા અહીં કે ઈમામ બની ગયા અને એક એવો સમય પણ આવ્યો જ્યારે દેશના

રાજાને દેશના ચીફ જસ્ટીસની આવશ્યકતા પડી તો તેણે ઈમામ અબૂ હનીફા (રહ.)થી પરામર્શન કર્યું તો ઈમામ સાહેબે આના માટે ઈમામ અબૂ યૂસુફનો પ્રસ્તાવ મૂકયો, માટે ઈમામ અબૂ યૂસુફ પોતાના સમયના ચીફ જસ્ટીસ બની ગયા.

## ☆ આખા દેશના ચીફ જસ્ટીસઃ

એકવાર હારૂન રશીદ બેઠેલા હતા તો કોઈએ ઈમામ અબૂ યૂસુફને ખાવાની કોઈ વસ્તુ લાવીને આપી, ઈમામ સાહેબે પૂછયું શું છે? તો હારૂન રશીદે કહયું કે જે બંદો ચીફ જસ્ટીસ બને છે, તેને માનસિક કામ વધુ કરવું પડે છે, માટે સરકારના ખજાના તરફથી આ ખાવાની વસ્તુ આપવામાં આવે છે અને વસ્તુ અમારા રાજાઓને કયારેક કયારેક મળે છે, ઈમામ સાહેબે પૂછયું શું છે? કહેવા લાગ્યો કે પિસ્તાનો હલવો. ઈમામ યૂસુફ (રહ.) ફરમાવે છે, તે સમયે મને વાત યાદ આવી કે ઈમામ અબૂ હનીફા (રહ.)ના તેજસે બાળપણમાં જ ઓળખી લીધો હતો કે જ્ઞાનના કારણે અલ્લાહ તઆલા આ સેવાઓથી નવાઝશે.

## ☆ જ્ઞાન પ્રાપ્તિ માટે અજબ યાત્રાઃ

એક અંતિમ ઘટના સંભળાવીને વાત પૂર્ણ કરું છું કે આપણા મશાઈખ પ્રારંભિક ઉંમરમાં જ્ઞાન પ્રાપ્તિ માટે કેટલા પ્રયાસો કરતા હતા. ઉન્દલુસ શહેરમાં એક યુવાન છે, તેની ઉંમર વીસ વર્ષની છે અને વીસ વર્ષ કેટલી નાની વય હોય છે, બાળક તો હમણા સંપૂર્ણ રીતે ગંભીર પણ બનતો નથી. તેના મનમાં જ્ઞાન પ્રાપ્ત કરવાનો શોખ છે, તેણે પોતાના શહેરના બધાં ઉલેમાએ કિરામથી જ્ઞાન શીખી લીધું. પછી તેણે સાંભળ્યું કે બગદાદમાં ઈમામ અહમદ બિન હંબલ (રહ.) એક મહદ્દિષ અને ફકીહ છે અને મોટા જ્ઞાની છે, આ વીસ વર્ષના છોકરાએ નિય્યત કરી લીધી કે હું તેમની પાસે જઈશ અને જ્ઞાન પ્રાપ્ત કરીશ.

જો આપ મા છો તો વિચારો કે જો આપનો વીસ વર્ષનો પુત્ર સામાન

વગર કોઈ અન્ય દેશમાં જવા ઈચ્છે તો તેના પર શી વીતે છે. આ પોતાના ઘરથી રૂખસદ થયો. કહે છે કે મારી પાસે બસ થોડો ક જ ખર્ચ હતો અને હું એક મોટા વહાણમાં બેસી ગયો, સમુદ્રની યાત્રા હતી. અલ્લાહની શાન વહાણ સમુદ્રમાં રસ્તો ભૂલી ગયું અને અમારે જેટલા દિવસમાં પહોંચવાનું હતું તેનાથી બમણાં દીવસો લાગી ગયા, વધુ સમય સમુદ્રમાં રહેવાથી બીમાર પણ થઈ ગયો, વસ્ત્રો પણ મેલાં, હાલત ખરાબ, ખાવા–પીવા માટે કશું નહિ, કહે છે કે છેવટે અમારું વહાણ કિનારે લાગ્યું. હું ઊતર્યો, મને ત્યાંથી કેટલાયે કિલોમીટર પગપાળા યાત્રા કરવાની હતી તો એટલા કિલોમીટર પગપાળા મુસાફરી કરી. અને હું બગદાદ શહેરની બહાર સુધી પહોંચી ગયો. થાકેલો હતો, એક ઝાડ નીચે સૂઈ ગયો. જ્યારે ઊઠયો તો હું બગદાદ શહેર તરફ જવા લાગ્યો. માર્ગમાં મને એક બંદો મળ્યો તો મેં એ બંદાને પૂછયું કે બતાઓ ઈમામ અહમદ બિન હંબલ (રહ.)ના શા હાલ છે? તેણે મને જોયું અને કહયું કે કેમ પૂછો છો? મેં કહયું હું ફ્રાન્સથી આવ્યો છું, હજારો માઈલ દૂરથી, તેમનાથી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે. આ વાત સાંભળીને તે માણસે ઠંડો શ્વાસ લીધો અને કહેવા લાગ્યો કે હે યુવાન! તારી આ ઈચ્છા પૂરી થઈ શકશે નહિ, તેં આટલી લાંબી મુસાફરીની વ્યર્થમાં તકલીફો ઊઠાવી. મેં પૂછયું કેમ? કહેવા લાગ્યો ઈમામ અહમદ બિન હંબલ (રહ.)થી વર્તમાન શાસક નારાજ થઈ ગયો અને તેમને ઘરમાં નજર કેદ કરી દીધા. તેઓ કોઈ મસ્જિદમાં જઈ શકતા અને ત્યાં દર્સ પણ આપી શકતા નથી. કોઈ બંદો તેમના ઘરે પણ જઈ શકતો નથી માટે તમે જ્ઞાન મેળવી શકશો નહિ. તેઓ કહે છે કે આ વાત મારા દિલ પર વીજળીની જેમ પડી, પરંતુ હું શહેરમાં ગયો, ત્યાં એક મુસાફરખાનું હતું તેમાં એક ઓરડો ભાડેથી રાખ્યો. આખી રાત વિચારતો રહયો કે એટલી તકલીફો પછી જ્યારે હું અહીં પહોંચ્યો છું તો ઈમામ સાહેબ સાથે મુલાકાત પણ શકય નથી. ખૈર, આરામ કરીને જ્યારે ઊઠયો તો મેં લોકોને પૂછયું કે શહેરમાં કયાંક દર્સે હદીષ થાય છે. તો લોકોએ જણાવ્યું કે જામા મસ્જિદમાં યહયા બિન મુઈન (રહ.) દર્સે હદીષ આપે છે. તેઓ કહે છે કે હું અસરની નમાઝ પછી પહોંચ્યો, એમણે થોડી વાર

ભણાવ્યું, તેઓ જરહ અને તઅદીલના ઈમામ હતા અર્થાત હદીષના જે રાવી હોય છે તેમને પરખવાના ઈમામ હતા. અલ્લાહ તઆલાએ તેમને ઘણું જ્ઞાન આપ્યું હતું અસ્માઉરરિજાલનું. તો તેમણે પ્રશ્નોના ઉત્તર આપવાના શરૂ કર્યા, હું ઊભો થયો અને કહયું કે ફલાણા મુહદ્દીષ વિશે શું કહો છો? તેમણે કહયું કે એ ચાદરવાળા, એ તો એટલા સારા છે કે એમની ચાદર નીચે અહંકાર પણ આવી જાય તો એમની ફકાહતમાં કોઈ ફેર પડતો નથી, હું સંતુષ્ટ થઈ ગયો, હવે મેં બીજો પ્રશ્ન પૂછવા પ્રયાસ કર્યો તો જે બંદો નજીક બેઠેલો હતો તેણે મારા કપડા પકડીને ખેંચ્યો, તેણે કહયું ભાઈ અહીંનો નિયમ છે કે બંદો એક જ પ્રશ્ન પૂછી શકે છે, એક જ બંદો બધા પ્રશ્ન પૂછશે તો અન્ય લોકો શું કરશે? તમે પ્રશ્ન પૂછી લીધો હવે બેસી જાઓ, કહેવા લાગ્યા કે મેં રડમસ થઈને આજીજી કરી અને કહયું કે હું મુસાફર છું અને મારી દશા તમે જુઓ છો એટલી લાંબી યાત્રા કરીને આવ્યો છું અને મને મજલિસના આદાબની બખર નહોતી, નહિતર હું એ જ પ્રશ્ન પૂછતો જે મારે પૂછવાનો હતો, તો લોકએ કહયું કે સારું પૂછી લો તો કહેવા લાગ્યા કે મેં યહયા બિન મુઈન (રહ.)ને પૂછયું કે ઈમામ અહમદ બિન હંબલ (રહ.) વિશે શું કહો છો? કહેવા લાગયા કે મારી આ વાત સાંભળીને યહયા બિન મુઈન (રહ.)એ માથું ઝુકાવી લીધું, થોડીવાર ચુપ રહયા પછી માથું ઉપર કરીને કહેવા લાગ્યા કે ઈમામ અહમદ બિન હંબલ (રહ.) તો ઈમામુલ મુસ્લિમીન છે. જ્યારે મેં તેમની જીભથી આ શબ્દ સાંભળ્યો તો મારા દિલમાં શોખ વધી ગયો કે ઈમામ અહમદ બિન હંબલ (રહ.)થી હદીષ અવશ્ય ભણીશ, પરંતુ ભણીશ કઈ રીતે? તેની કોઈ સ્થિતિ જણાતી નથી.

## ☆ હદીષ પ્રાપ્તિ માટે ફકીરી:

કહેવા લાગ્યા હું ઘરે પાછો આવ્યો તો રસ્તામાં મેં એક બંદાને કહયું કે મને ઈમામ અહમદ બિન હંબલ (રહ.)નું ઘર બતાવી દો તો તેણે કહયું પોલીસ પકડી લેશે. મેં કહયું ચાલતાં—ચાલતાં આંખના ઈશારે બતાવી દેજો, હું સમજી લઈશ, આપણે ચાલતાં રહશું. તેણે મને ઈમામ સાહેબનું ઘર બતાવી

દીધું. ફરમાવે છે કે હું મારા ઓરડામાં પરત આવ્યો, આખી રાત વિચારતો રહયો કે ઈમામ અહમદ બિન હંબલથી હું કેવી રીતે જ્ઞાન પ્રાપ્ત કરી શકીશ? કહે છે કે રાત્રે એક યોજના બનાવી, આગલા દિવસે હું સાવરે ઊઠયો. માથે એક પટ્ટી બાંધી, ઘૂંટણ પર એક પટ્ટી બાંધી અને હાથમાં એક લાકડી લઈ લીધી અને એક કટોરો પણ પકડી લીધો કે જે રીતે કોઈ વિવશ બંદો સવાલી હોય છે, માગનાર હોય છે અને બહાર નીકળીને કટોરો લઈ કહેવાનું શરૂ કર્યું:

اَجْرُكُمْ عَلَى اللهِ

તે જમાનામાં જે ફકીરે ભીખ માગવી હોય તો તે કોઈ અન્ય શબ્દો ન કહેતો, એટલું જ કહેતો હતોઃ

اَجْرُكُمْ عَلَى اللهِ

તમારો અજ્ર અલ્લાહના ઝિમ્મે.

અને લોકો તેના કટોરામાં કઈંક નાખી દેતા હતા, કહે છે કે મારું સ્વરૂપ પણ એવું બનેલું હતું, કમઝોરી હતી, વસ્ત્રો પણ જુના અને ફાટેલા જેવા હતા, અને મે પટટી બાંધેલી હતી દેખાવા માટે, લોકો માંથી કોઈ કોઈ મારા કટોરામાં કોઈ કરન્સી નાખી દેતો અને હું આખો દિવસ શહેરમાં ભીખ માંગતો ફર્યો. જ્યારે અસરનો સમય થયો. જ્યારે લોકોની અવર-જવર ઓછી હોય છે તે સમયે હુ ઈમામ સાહેબના દરવાજે ગયો અને મેં જોરથી કહયું કે:

اَجْرُكُمْ عَلَى اللهِ

ઈમામ સાહેબે દરવાજો ખોલ્યો અને એમના હાથમાં કોઈ સિક્કો હતો જે મને આપવા ઈચ્છતા હતા, મેં એમને જોતાં જ કહયું કે ઈમામ સાહેબ હું પૈસાનો અભિલાષી નથી, હદીષનો સવાલી છું, હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતો સંગ્રહ કરનારો છું અને હું આપથી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આ રીતે આવ્યો છું કોઈ અન્ય સ્થિતિ દેખાતી નહોતી. ઈમામ સાહેબે કહયું કે લોકો જોશે તો તમને પણ સજા મળશે, મને પણ મુશ્કેલી થશે. મેં કહયું હઝરત! હું દરરોજ આ જ રીતે ભિખારીની જેમ આપના દરવાજે

આવીશ અને સદા લગાડીશ, આપ દરવાજો ખોલી દેજો. જો કોઈ બંદો જોનાર હોય તો સિક્કો નાખી દેજો અને કોઈ જોનાર ન હોય તો એક–બે હદીષો સંભળાવી દેજો, હું સાંભળીને યાદ કરી લઈશ, ઈમામ સાહેબ રાજી થઈ ગયા. કહે છે કે હું આખું વર્ષ શહેરમાં ભીખ માંગતો રહયો, લોકો મને ભિખારી સમજતાં હતાં. હું લોકોની ભાત ભાતની નજર સહન કરતો રહયો પરંતુ સાંજે હું મારા ઉસ્તાદના દરવાજે પહોંચતો અને જ્યારે:

اَجْرُكُمْ عَلَى اللّٰه

કહેતો તો ઈમામ સાહેબ દરવાજો ઉઘાડતા લોકો જોતાં તો સિક્કો નાખી દેતા અને ન જોતાં તો કેટલીક હદીષો સંભળાવી દેતા, હું મોઢે યાદ કરી લેતો, આ રીતે એક વર્ષમાં તેમનાથી સેંકડો હદીષો યાદ કરી લીધી. અલ્લાહની શાન કે આ દરમિયાન શાસક મરી ગયો, નવો શાસક જે હતો તેને ઈમામ અહમદ બિન હંબલ (રહ.)થી ઘણી અકીદત (શ્રધ્ધા) હતી, તેણે હઝરતની નજરબંદી સમાપ્ત કરી દીધી અને મસ્જિદમાં દર્સ પણ શરૂ કરાવી દીધા. જ્યારે પહેલીવાર ઈમામ સાહેબ મસ્જિદમાં દર્સ આપવા માટે આવ્યા તો કહે છે કે હું પણ જુનાં–ફાટેલા જેવા વસ્ત્રોમાં ઈમામ સાહેબથી થોડીક દૂર બેસવા લાગ્યો. જ્યારે ઈમામ સાહેબની નજર પડી તો ફરમાવ્યું કે લોકો! આ છોકરાને મારી પાસે આવવા દો, જ્ઞાનનો ખરો વિદ્યાર્થી તો આજ માણસ છે, આપણા એવા બુઝુર્ગો પણ થઈ ગયાં કે વીસ વર્ષની ઉંમર વાસના વાળી ઉંમર હોય છે, મસ્ત થઈને જીવન જીવવાનું મન થાય છે. અલ્લાહનો આ બંદો યુવાનીની શરૂઆતમાં આખો દિવસ ભીખ માંગે છે કે સાંજે ઉસ્તાદથી બે–ત્રણ હદીષો ભણી લઈશ, સુબહાનલ્લાહ!

આ જ્ઞાનનો શોખ પણ એક અજબ વસ્તુ છે, કાલે કયામતના દિવસે જ્યારે ઉલેમા ઊભા થશે તો અલ્લાહ તઆલા પૂછશે કે તમે મારા દીનનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શું કર્યું? અસહાબે સુફફા ઊભા થશે કે અલ્લાહ, શરીર પર યોગ્ય વસ્ત્રો ન હોતા.

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લાવતા હતા

તો અમે એક બીજાની આડમાં થઈ જતાં હતાં જેથી મારા આકાની નજર મારા શરીર પર ન પડે, આવી હાલતમાં અમે જ્ઞાન પ્રાપ્ત કર્યું ત્યાં યુવાન પણ ઊભો થશે, તેનું નામ હતું વકીઉદ્દીન ઈબ્ને મુખલ્લદ (રહ.), આ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ભીખ માગતા હતા.

અલ્લાહ તઆલા આપણી સંતાનોને પણ જ્ઞાનનો અતા ફરમાવે અને એમને ઈલ્મે દીનથી માલમાલ કરે અને દીન પ્રથમ ભણાવવું જોઈએ, બાકી આખું જીવન ઈચ્છે તે આધુનિક શિક્ષણ ભણતાં રહે, આ શિક્ષણ મેળવવું પણ કોઈ ખરાબ વાત નથી.

## ☆ આધુનિક શિક્ષણ વિશે હઝરત થાનવી (રહ.)ની વાતઃ

હઝરત થાનવી (રહ.)એ લખ્યું છે કે જે જ્ઞાનને કારણે કાફિરો મુસલમાનો પર છવાઈ શકતા હોય તે જ્ઞાન શીખવું મુસલમાનો પર વાજિબ હોય છે, માટે આજની દુનિયામાં વિજ્ઞાન ભણવું, મેડીકલ કોલેજમાં જવું, ઈજનેરી કોલેજમાં જવું, તેનું પણ આપણે આપણા બાળકોને અવશ્ય શિક્ષણ આપીએ જેથી ઈસ્લામની કિર્તી માટે જીવન જીવી શકે. અલ્લાહ તઆલા આપણને અને આપણાં કુટુંબીજનોને પણ જ્ઞાનનો શોખ અતા ફરમાવે. આમીન

وَ آخِرُ دَعْوَانَا عَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ









# બાળકોની શારીરિક કેળવણી

اَلْحَمْدُ لِلّٰهِ وَ كَفٰى وَ سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى، اَمَّا بَعْدُ:

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ   بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

﴿رَبِّ هَبْ لِىْ مِنَ الصَّالِحِيْنَ﴾

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ۔

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

## ☆ સંતાનોની શારીરિક કેળવણી:

અલ્લાહ તઆલાએ બાળકની અંદર કુદરતી રીતે રમત–ગમતની ભાવના રાખેલ છે. માટે દરેક સ્વસ્થ બાળક રમત ગમત પસંદ કરે છે, બલકે અમારા હઝરત મુર્શદ આલમ (રહ.) ફરમાવે છે કે બકરી, વાંદરો અને બાળક જો આ ત્રણેયને આરામથી એક જગ્યાએ બેઠેલા જુઓ તો સમજી લો કે આ બીમાર છે, સ્વસ્થ હશે તો આ આરામથી બેસી શકશે નહિ. હવે આ બાળકને સારું સ્વાસ્થ્ય કઈ રીતે મળે, આ મા–બાપે ધ્યાન રાખવાનું હોય છે, એટલા માટે જ કહેવામાં આવે છે કે શરીર સ્વસ્થ હોય છે તો મગજ પણ સ્વસ્થ હોય છે.

## ☆ અલ્લાહની નજરમાં સ્વાસ્થ્ય ગમતી વસ્તુ છે:

શરીઅતે મોમિનના સ્વાસ્થયને પસંદ ફરમાવ્યું છે. પવિત્ર હદીષમાં છે, અલ્લાહ તઆલાને બળવાન મોમિન કમજોર મોમિનની તુલનાએ વધુ પસંદ છે અને દરેકમાં અલ્લાહ તઆલાએ ખૈર રાખેલી છે, તો આ ફરમાને નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કે અલ્લાહ તઆલાને શકિતશાળી મોમિન

નિર્બળ મોમિનની તુલનાએ વધારે ગમે છે, તો અલ્લાહ તઆલા ઈચ્છે છે કે જે રીતે મોમિનનો ઈમાન મજબૂત હોય છે તેનો શરીર પણ મજબૂત હોય જેથી તે ઈબાદતમાં હિંમતથી કામ લઈ શકે.

## ☆ દીને ઈસ્લામનું સૌંદર્યઃ

એક અન્ય હદીષ શરીફમાં આવ્યું છે કે અલ્લાહ તઆલાને હુન્નરમંદ મોમિન બે-હુન્નર મોમિનથી વધુ પસંદ છે. દીને ઈસ્લામનું આ સૌંદર્ય છે કે એણે જીવનના દરેક વળાંક પર આપણું માર્ગદર્શન કરેલ છે. આપણને એમ કહેવામાં આવ્યું નથી કે બાળકોને લંગડાં-લૂલાં બનાવીને ઘરમાં બેસાડી દો, બલકે બાળકોનું સ્વાસ્થ્ય સારું હોય અને આ દુનિયામાં અલ્લાહનો ખલીફા (નાયબ) બનીને જીવન જીવી શકે.

## ☆ સ્વીમીંગ, તીરંદાજી અને ઘોડે સવારીની પ્રેરણાઃ

ખાલિદ બિન વલીદ (રદિ.) હદીષ શરીફની રિવાયત કરે છે જે કન્ઝુલઉમ્માલમાં છે કે અમને એ વાતનો આદેશ છે કે અમે સંતોનોને તીરંદાજી અને કુર્આન મજીદ શિખવાડીએ. તો કુર્આન મજીદ તો જ્ઞાનની કેળવણીના વિભાગમાં આવ્યો અને તીરંદાજી શારીરિક કેળવણીના વિભાગમાં આવી ગઈ. ઉમર ફારૂક (રદિ.) રિવાયત કરે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, પોતાની સંતાનોને તરવાની, તીરંદાજીની અને ઘોડા પર કૂદીને બેસવાની કેળવણી આપો. આ વસ્તુઓ ત્યારે હોય છે જ્યારે બાળપણમાં શરીર સ્વસ્થ હોય અને આ તેની મા જ તેણે શિખવાડી શકે છે, માટે સારું સ્વાસ્થય મેળવવા માટે દરેક બાળકનું એક ટાઈમ ટેબલ હોવું જોઈએ, જયારે પણ તે સમજદારીની ઉંમરમાં આવી જાય, પોતાના ડાબા-જમણાનો તફાવત સમજવા લાગે, ખાવાનું જમવા લાગે, બોલવા લાગે તો તેનું એક સંપૂર્ણ ૨૪ કલાકનું સમય-પત્રક હોય કે આટલા વાગ્યે સૂવાનું છે, આટલા વાગ્યે જાગવાનું છે. રાત્રે વહેલું ઉંઘવું, સાવરે જલદી ઊઠવું, આ ઈમાની દષ્ટિએ પણ લાભદાયી છે અને શારીરિક દષ્ટિએ પણ લાભદાયી.

## ☆ વહેલાં ઉંઘવું, વહેલાં ઊઠવું:

કેટલાક લોકોમાં રાત્રે મોડા સુધી જાગવાની ટેવ હોય છે, આ ખૂબ જ અયોગ્ય વસ્તુ છે. હા, કોઈ જરૂરિયાત ઊભી થાય કે કોઈ સચોટ કારણ હોય તો પછી અલગ વાત છે, પરંતુ ટેવ મુજબ મોડા ઉંઘે છે, રાતના બે વગાડી દે છે, ત્રણ વગાડી દે છે. હવે જો બાળક રાત્રે બે-ત્રણ વાગ્યે ઉંઘશે તો ફજરમાં કઈ રીતે ઊઠશે? પછી એવા લોકોની સવાર બાર વાગ્યે થાય છે, બાળક કહેશે અમ્મી! સવારની પરોઢમાં બાર વાગ્યે ઊઠી ગયો હતો, તો સુવાની અને જાગવાની એક ટેવ બનાવવી જોઈએ. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પવિત્ર ટેવ હતી કે આપ ઈશા પછી વહેલાં સૂઈ જતા હતા, માટે હદીષ શરીફમાં છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈશા પહેલાં સૂવાનું પસંદ કરતા નહોતાઃ

وَالْحَدِيْثُ بَعْدَهَا

અને ઈશા પછી ચર્ચા અને વાત-ચીતને પસંદ ફરમાવતા નહોતા કે બસ, સૂઈ જાઓ, માટે પ્રયત્ન એવો હોવો જોઈએ કે ઘરની અંદર બાળકોને સૂવા-જાગવાનો સમય આપી દેવામાં આવે અને તે સમયે દરરોજ બાળકોને સુવડાવી દેવામાં આવે.

## ☆ દાંત-સફાઈની કાળજી:

પછી બાળક જ્યારે ઊઠે તો તે બાળકે સમજવું જોઈએ કે મારે વુઝૂ કરવાનું છે, પછી નમાઝ પઢવાની છે અને પોતાની જાતને સ્વચ્છ રાખવાની છે, માટે દાંતની સફાઈ મા-બાપે શીખવવાની છે, બ્રશ કરવું હોય તો કઈ રીતે કરવું? મિસ્વાક કરવું છે તો કઈ રીતે? કેટલાયે બાળકો નાનપણમાં તો મિસ્વાક અને બ્રશ કરતા નથી અને પછી મોટાં થયાં પછી જ્યારે દાંતમાં કાણા પડે છે તો પરેશાન થાય છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક હદીષ શરીફમાં ફરમાવ્યું છે કે જો મને ઉમ્મતની તકલીફનો અહેસાસ ન હોત તો દરેક નમાઝ મિસ્વાક સાથે પઢવાનો આદેશ આપતો કે દરેક નમાઝ મિસ્વાક કર્યા પછી જ અદા કરવામાં આવે, અર્થાત દાંતની સ્વચ્છતાનું શરીઅતમાં એટલું

મહત્વ છે કે બાળપણથી ધ્યાન રાખો તો બાળકના દાંત પણ સારા રહે છે, મોઢાથી ગંધ પણ આવતી નથી, નહિતર કેટલીયે વાર મોઢાથી મરેલા કૂતરાની ગંધ આવે છે. બાળકને કહેવું જોઈએ કે આ સ્વચ્છતા નાનપણથી જ રાખે.

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રાત્રે સૂતાં પહેલાં વુઝૂ ફરમાવતા અને મિસ્વાક કરતા હતા, એનો અર્થ એ થયો કે રાત્રે સૂતાં પહેલાં દાંત સાફ કરવા ખૂબ જ આવશ્યક છે, આજ કાલના ડોકટર લોકો કહે છે કે સવારે ઊઠીને આપ ઈચ્છો તો મિસ્વાક ન કરો પરંતુ રાત્રે કરીને સૂવું જરૂરી છે, કારણ એ છે કે જ્યારે બંદો મિસ્વાક વગર રાત્રે ઉંઘી જાય છે તો મોઢામાં ખાવાનું, મીઠી વસ્તુઓ વગેરે રહી જાય છે તો પછી Becteria(જંતુઓ) ને ઘણાં કલાકો પોતાનું કામ કરવાની તક મળે છે, કેમકે સૂતેલાં માણસનું મોઢું હલન–ચલન કરતું નથી, બંધ હોય છે તો Becteria દાંતને હાનિ પહોંચાડે છે, માટે રાત્રે જ્યારે બાળક ઉંઘે તો તેનું મોઢું તદ્દન સ્વચ્છ રહેવું જોઈએ.

## ☆ વાળની સફાઈની કાળજી:

એ જ રીતે વાળની સ્વસ્છતા છે. કેટલાક બાળકો બાળ કપાવવામાં આળસ કરે છે. જો પુત્રી હોય તો તેને સમજાવવું કે વાળ કઈ રીતે ધૂએ, સાબુનો ઉપયોગ કરે નહિતર માથામાં જૂ પડી જશે.

## ☆ નખની સફાઈની કાળજી:

એ જ રીતે નખની સ્વચ્છતા કે છોકરો હોય તો તેને સમજાવો કકે જુમ્માના દિવસે નખ કાપવા સુન્નત છે અને નખ કાપવા રસૂલોની સુન્નત છે અને પુત્રીઓને પણ સમજાવો, અમુક છોકરીઓ નખ વધારવાના શોખને કારણે પોતાના નખ એવા રાખી લે છે કે તેમાંથી ગંધ આવે છે. નખ સ્વચ્છ રાખવા ખૂબ જ જરૂરી છે.

## ☆ વસ્ત્રો સ્વચ્છ રાખવાની કાળજી:

વસ્ત્રોની સફાઈ મામલે બાળકોને સમજાવવામાં આવે કે તેઓ કપડાં સાફ રાખવાના પ્રયત્નો કરે. જો મા–બાપ નહિ સમજાવે તો બાળકો તો કપડાં

ખૂબ ગંદા કરી દે છે પણ જ્યારે તેમના સ્વભાવમાં સ્વચ્છતા આવી જાય છે તો પછી તેઓ ધ્યાન રાખે છે. જો બાળકોના વસ્ત્રો ગંદા થઈ જાય તો માને જોઈએ કે દિવસમાં કેટલીયે વાર બદલ્યા કરે. અલ્લાહ તઆલાએ જો સરળતા આપી હોય તો બાળકોને સ્વચ્છ રાખો, જોવામાં પણ આવું બાળક સારું લાગે છે અને અલ્લાહ તઆલાને પણ એ બાળક સારું લાગે છે, નાના બાળકના વસ્ત્રો તો વારંવાર બદલવાં પડે છે. મોટી ઉંમરનું બાળક જો દિવસમાં એક વાર પણ પોતાના વસ્ત્રો બદલી લે તો તેનો આખો દિવસ સારો પસાર થાય છે.

## ☆ગુસ્લની વ્યવસ્થા:

આજ રીતે દરરોજ નાહવું અને ગુસ્લ કરવું, બાળકને આની ટેવ પાડવી જોઈએ. ખાસ કરીને મદ્રસા કે શાળાએ જતાં બાળકને નવડાવવું જોઈએ, જો આ ટેવ પડી જાય તો પછી ઠંડી હોય કે ગરમી બાળક હંમેશ ગુસ્લ કરે છે અને જો સવાર–સાંજ ગુસ્લ કરે તો કેટલી સારી વાત છે, બાળકની પ્રકૃતિમાં સ્વચ્છતા અને પાક–સાફ રહેવાનું આવી જાય છે. શરીઅતે કહયું છે કે:

اَلطُّهُوْرُ شَطْرُ الْاِيْمَان

તહારત (પાક રહેવું) અડધો ઈમાન છે.

માટે સ્વચ્છ બાળક શરીઅતની નજરમાં ગમતું બાળક છે.

## ☆ કસરત અને તીરંદાજીની પ્રેરણા:

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છોકરાઓ અને યુવકોને ઘણી વાર કસરત કરવા માટે ફરમાવતા હતા જેથી તેમનું સ્વાસ્થય સારું રહે. એક દિવસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે સહાબા (રદિ.) હતા તો તેમના બે જૂથ બનાવી લીધા અને તેમને કહયું કે ભાઈ તીરંદાજીની હરિફાઈ કરો અને ખુદ ફરમાવ્યું કે હું આ જૂથ તરફથી બાણ ચલાવીશ. બીજા જૂથના સહાબાએ કહયું કે હે અલ્લાહના નબી! અમે નથી રમતાં કેમકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જૂથમાં છો તો અમે મુકાબલો કઈ રીતે કરીએ તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)એ કહયું કે હું એક વખત એમના તરફથી બાણ ફેંકીશ અને બીજી વખત આપ લોકો તરફથી બાણ ફેંકીશ તો અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ યુવાન બાળકોને ધનુર્વિદ્યા જાતે શીખવાડી.

માટે ઉહદના મેદાનમાં સઅદ (રદિ.) જ્યારે બાણ ચલાવતા હતા તો અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એમને બાણ પકડાવતા હતા. હદીષ શરીફમાં છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા:

اِرْمِ فِدَاكَ اُمِّی وَ اَبِیْ

કે આ બાણ ચલાવો, તમારા પર મારા મા–બાપ કુરબાન થઈ જાય

સુબ્હાનલ્લાહ, એ કેટલા ખુશનસીબ સહાબી હતા કે જેમના માટે અલ્લાહના મહેબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ શબ્દોનો ઉપયોગ કર્યો, તો માલૂમ પડયું કે શરીઅત વ્યકિતને સ્વસ્થ જોવા ઈચ્છે છે.

## ☆ સ્વરક્ષાની યોગ્યતા અને બહાદૂરી પેદા કરો:

અને પોતાની રક્ષાની યોગ્યતા તેનામાં હોવી જોઈએ, માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સૌથી વધુ બહાદુર હતા. એક રાત્રે મોટેથી અવાજ આવ્યો તો સહાબએ કિરામ ઊઠી ગયાં કે આ શું થઈ ગયું. હમણાં પોતાના ઘરોથી બહાર નીકળ્યાં હતાં કે જોયું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક ઘોડા પર સવાર છે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શહેરથી બહારનો આંટો મારીને પરત તશરીફ લાવી રહયા છે અને સહાબાને સાંત્વના આપે છે કે ચિંતાની કોઈ વાત નથી, હું બધું જોઈને આવું છું સામાન્ય રીતે તો જોવામાં આવે છે કે જે લોકો પાસે ઉચ્ચ સ્થાન હોય છે તે એક જગ્યાએથી બીજી જગ્યાએ ઊઠીને પણ જતાં નથી પરંતુ અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બહાદુર હતા, બહાદુરીને પસંદ ફરમાવતા હતા, તો જુઓ સહાબા હમણાં ઘરોથી જ નીકળ્યા હતા અને અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એકલા રાતના અંધકારમાં આંટો મારીને

પરત પણ આવી ગયા.

એક સહાબી વિશે આવે છે કે તેઓ પહેલવાન હતા. મદીના શરીફ આવ્યા તો મદીના શરીફના કિનારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુલાકાત થઈ ગઈ. તેણે પૂછયું, આપ કોણ? ફરમાવ્યુંઃ હું અલ્લાહનો નબી. એણે કહયુંઃ જી, હું તો પહેલવાન છું અને જો આપ મારી સાથે કુસ્તી લડો અને આપ મને પછાડી દો તો પછી હું ઈમાન લઈ આવીશ. અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તૈયાર થઈ ગયા, હદીષ શરીફમાં આવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેની સાથે કુસ્તી ફરમાવી અને તેને પટકી દીધો. તો સ્વાસ્થ્ય હતું ને! હિંમત હતી, તાકાત હતી, શકિત હતી ત્યારે આ શકય બન્યું. આથી જાણી શકાય છે કે આપણે પણ આપણું, બાળકોને સારું સ્વાસ્થ્ય બનાવવાની તાકીદ કરીએ.

મદીના તૈયબાથી બહાર જ્યાં દયારે અલી છે ત્યાં એક મોટું મેદાન છે, તેનું નામ 'સબાતુલ ખૈલ' છે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સહાબાને મોકલતા હતા અને ઘોડાની રેસ કરાવતા હતા.

## ☆ બે બાળકોનો કુસ્તીમાં મુકાબલોઃ

એક વાર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક નાના બાળકને જિહાદમાં સામેલ થવાની પરવાનગી આપી દીધી. અને બીજાને ફરમાવ્યું, તમે નાના છો, ન જઈ શકો. તો તે નાનો કહેવા લાગ્યો કે તેની સાથે મારી કુસ્તી કરાવી દો, જો હું તેને પછાડી દઉં તો મને પણ જવાની તક મળી જાય. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બંનેની કુસ્તી કરાવી અને ખરેખર નાનાએ મોટાને પટકી દીધો તો અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નાનાને પણ સાથે જવાની પરવાનગી આપી દીધી, તો અહીંથી જાણ થાય છે કે સહાબા (રદિ.)ના જે બાળકો હતા, તેઓ પણ માશાઅલ્લાહ કસરતો કરતા રહેતા હતા, જેથી શારીરિક સ્વાસ્થ્ય માણસનું સારું રહે.

## ☆ દોડમાં સ્પર્ધા કરાવવીઃ

હદીષ શરીફમાં આવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે અબ્બાસ (રદિ.)ના ઘરે તશરીફ લાવતા તો એમના ત્રણ પુત્રોઃ અબ્દુલ્લાહ, ઉબૈદુલ્લાહ અને કશમ. આ ત્રણેયને એક લાઈનમાં ઊભા કરી દેતા અને દૂર બેસીને પોતાના હાથ ફેલાવીને ફરમાવતા કે તમારામાંથી કોણ મારી પાસે પહેલાં દોડીને આવે છે, એ ત્રણેય બાળકો દોડ લગાવતાં કોઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની છાતીએ ચોંટી જતો, કોઈ ખભે આવી જતો અને કોઈ પીઠ પર આવી જતા, અને અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સૌને ચુંબન આપતા, તો જાણવા મળ્યું કે અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાળકોને દોડવા, રમવા, ભાગવા અને કસરત કરવાની તાકીદ ફરમાવતા હતા.

માટે, એક વાર હઝરત હસન (રદિ.) ભાગી રહયા હતા. અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બંને હાથ ફેલાવીને બેસી ગયા અને ફરમાવ્યું કે હસન! મારી પાસે આવો, જેટલું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બોલાવતાં એટલું જ તેઓ વધુ ભાગતા, તો અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મલકાતા પણ અને બોલાવતા પણ. ઘણી વાર પછી છેવટે આગળ વધીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પકડી લીધા અને પોતાની છાતીએ લગાડી લીધા. તો માલૂમ પડયું કે બાળકોનું એક બીજા સાથે રમવું આ પણ હદીષથી સાબિત છે, બાળકોનું મોટા લોકો સાથે મળીને રમવું આ પણ હદીષ શરીફથી સાબિત છે.

## ☆ શારીરિક પહેલવાનથી રૂહાની પહેલવાનઃ

એટલા માટે આપણા બુઝુર્ગો માંથી કેટલાક બુઝુર્ગ એવા થઈ ગયા જેઓ પહેલવાની કરતા હતા. જુનૈદ બગદાદી (રહ.) વિશે આવે છે કે તેઓ શાહી પહેલવાન હતા. રાજાનો ચેલેંજ હતો કે તેમને કોઈ પાડી શકતો નથી. તે જમાનામાં એક સૈયદ ઝાદો હતો, જે ઘણો કમજોર હતો. ઘરમાં ફાકા (ભૂખ) હતા. તેના મગજમાં વિચાર આવ્યો કે જો હું જુનૈદ સાથે કુસ્તી કરું અને તેમને પાડી દઉં તો એટલું ભારે ઈનામ મળશે કે મારા ઘરના ફાકા બંધ થઈ જશે,

માટે તેણે જુનૈદ બગદાદીને પડકાર ફેંકયો, પરંપરા એવી હતી કે શાહી પહેલવાન સાથે જ્યારે કોઈ કુસ્તી લડતો તો રાજા ખુદ પણ જોતો, માટે તે પણ આવી ગયો અને જુનૈદ બગદાદી પણ અખાડામાં આવ્યા અને ત્યાંથી સૈયદઝાદા પણ આવ્યા, જ્યારે પરસ્પર પંજા લડાવવામાં આવ્યા તો કહેવામાં આવે છે કે એ સૈયદઝાદાએ કહયું કે જુનૈદ! આ રીતે મજબૂર છું, ફાકાથી છું અને માલ કમાવવાનું કોઈ માધ્યમ મને દેખાયું નહિ. મારા મગજમાં આવ્યું કે હું તમને વિનંતી કરીશ કે તમે પોતે જ નીચે પડી જાઓ, તમને દુનિયાનું અપમાન તો સહન કરવું પડશે પરંતુ મારા ઘરની સ્ત્રીઓનો ફાકો ખતમ થઈ જશે, તો જુનૈદ બગદાદી (રહ.)એ જ્યારે આ સાંભળ્યું કે સૈયદ કુટુંબનો છે અને સાદાત સ્ત્રીઓ ઘરમાં ભૂખી રહે છે તો આપે તેની સાથે થોડીકવાર પંજો લડાવ્યો અને પછી જાતે જ નીચે સૂઈ ગયા, તે માણસ ઘણો ખુશ થયો કે મેં રાજાના પહેલવાનને પાડી દીધો, રાજાની આંખને વિશ્વાસ બેસતો નહોતો, માટે એણે કહયું ફરીથી કુસ્તી કરો. ફરી વાર કુસ્તી લડવામાં આવી. જુનૈદ બગદાદી ફરીથી પડી ગયા. રાજાને ખૂબ ગુસ્સો આવ્યો, તેણે ખૂબ શરમમાં નાખ્યા કે તમારા પર આટલું ખર્ચ કરીએ છીએ, તમે આટલા ખડતલ શરીર વાળા છો અને કમજોર બંદાએ તમને નીચે પાડી દીધા, શરમ ન આવી, ડૂબી મરવું જોઈએ, જુનૈદ બગદાદીએ બધો અપમાન સહન કરી લીધો. રાત્રે સપનામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત નસીબ થઈ. ફરમાવ્યું, જુનૈદ! તમે મારા વંશની લાજ રાખી, દુનિયાનું અપમાન તમે સહન કરી લીધું, અમે તમને ઔલિયાની દુનિયાનો પહેલવાન બનાવી દઈએ છીએ, સુબ્હાનલ્લાહ! અલ્લાહ તઆલાની કેટલી મહેરબાની થઈ ગઈ, આજે દરેક બંદો જુનૈદ બગદાદીનું નામ લે છે તો વિલાયત દુનિયાના રાજાની કલ્પના મગજમાં આવે છે.

અમારા સિલસિલએ નકશબંદિયહના એક બુઝુર્ગ હતા, બાબા સમાસી (રહ.)આ બુખારાથી કોઈ વીસ કિલોમીટર દૂર રહેતા હતા. એક દિવસ બુખારા આવી રહયા હતા કે રસ્તમાં એક અખાડો હતો જેમાં એક મોટો

પહેલવાન હતો અને એ પહેલવાન એક સમયમાં ચાર–પાંચ પહેલવાનોથી એકી સાથે મુકાબલો કરી રહયો હતો. આ એકલો એક બાજુ અને તે ચાર–પાંચ બીજી બાજુ અને એ એટલો શકિતશાળી હતો કે તે ચાર–પાંચ આને નીચે પાડી શકતા નહોતા, બાબા સમાસીની નજર પડી તો રોકાઈ ગયા. કોઈએ કહયું કે બાબા, આપ પણ પહેલવાનોની કુસ્તી જુઓ છો, તો બાબાએ કહયું કે મને આમાં એક મર્દ દેખાય છે, માટે જ્યારે પહેલવાનોની રમત બંધ થઈ તો જે મોટા પહેલવાન હતા, જે બુખારાના રુસ્તમ હતા, એ બહાર નીકળ્યા, બાબાજીનું ધ્યાન પડયું અને એ બાબાજીથી બૈઅત થઈ ગયા. એમનું નામ હતું સૈયદ અમીર ગુલાલ (રહ.), આ એવા બુઝુર્ગ હતા કે જેમનો એક મુરીદ હતો, જેને શાહ નકશબંદ (રહ.) કહેવામાં આવે છે, ખરેખર પહેલવાને પોતાની પહેલવાનીનો એવો કર્તબ દેખાડયો કે એવા બંદાને એમણે અલ્લાહથી મેળાપ કરાવી આપ્યો.

## ☆ આપણા બુઝુર્ગો અને સ્વાસ્થ્યની સુરક્ષા:

નજીકના જમાનામાં આપણા અકાબીરો (મહાનલોકો) પોતાના સ્વાસ્થ્યનું ઘણું ધ્યાન રાખતા હતા અને તેના માટે નિયમિત ચહલ કદમી (ધીરે ધીરે ટહેલવું) કર્યા કરતા હતા.

માટે હઝરત થાનવી (રહ.) અસરથી મગરિબ વચ્ચે તેમના હાથમાં તસ્બીહ રહેતી હતી અને આપ કોઈ જગ્યાએ પગપાળા ચાલતા હતા.

અમારા હઝરત મુર્શદ આલમ (રહ.)ની મુબારક ટેવ હતી કે ફજરની નમાઝ પહેલાં એટલે કે તહજજુદ પછી આપ કોલેજના ગ્રાઉન્ડમાં તશરીફ લઈ જતા અને ફુટબોલ ગ્રાઉન્ડના કોઈ સાત આંટા લગાવતા, ફરમાવતા કે તે પછી હું મસ્જિદમાં આવતો, ફજરની નમાઝ પઢતો અને ફજર પછી હું બેસીને કુર્આનનો દર્સ આપ્યા કરતો હતો, માટે અમે લોકો જે દિવસોમાં હઝરતની સેવામાં હાજર થતાં તો હઝરત ઘણી વખત ઈશરાક પછી ગ્રાઉન્ડમાં લઈ જતા હતા અને જે દિવસે ગ્રાઉન્ડમાં લઈ જતાં અમારી હાલત પાતળી બની જતી. હઝરત તો એટલી ઝડપથી ચાલતા હતા અને અમે પાછળ ભાગી રહયાં હતાં,

અલ્લાહુ અકબર કબીરા અને સાત આંટા માર્યા પછી અમારું મન થતું કે અહીં બેસી જઈએ તો હઝરત અમને જોઈને હસવા લાગતા કે જુઓ કેટલા કમજોર લોકો છે, તો આપણા બુઝુર્ગોએ પોતાના શારીરિક સ્વાસ્થ્યનું પણ ઘણું ધ્યાન રાખ્યું.

## ☆ હઝરત મુર્શદ આલમ (રહ.)નું સ્વાસ્થ્ય:

હઝરત મુર્શદ આલમ (રહ.)ના એકવાર એક પાદરી સાથે સંવાદ થયો, એ રીતે કે ચકવાલ શહેર નજીક એક ગામ હતું જ્યાં એક પાદરી હેડ માસ્ટર રહેતો હતો અને તે ગામ લોકોને ઈસાઈયતનું શિક્ષણ આપતો હતો, હઝરત (રહ.)ને જાણ થઈતો હઝરત તેની સાથે મુલાકાત માટે તશરીફ લઈ ગયા કે જઈને તેને કહું કે તમારે કોઈ વાત કરવી હોય તો ઉલેમાથી કરો, ગામ લોકને કેમ પરેશાન કરો છો? જ્યારે  હઝરત ત્યાં તશરીફ લઈ ગયા તો એ પાદરીએ મુસાફિહા માટે હાથ આગળ કર્યો, પાદરીનું સ્વાસ્થ્ય ઘણું સારું હતું, તેણે જ્યારે હઝરતના હાથમાં હાથ આપ્યો તો તેણે ઈચ્છયું કે હું હાથને દબાવી દઉં. હઝરત ફરમાવે છે કે મેં પોતાનો હાથ એક જગ્યાએથી એટલો મજબૂત કરી લીધો કે તે મારા હાથને દબાવી શકયો નહિ તો મુસાફિહાથી હાથ છોડાવીને તે ખુરશી પર બેસી ગયો અને કહેવા લાગ્યો આ સંવાદની વાતો તો પછી કરીશું, પહેલાં આપ એ જણાવો કે આટલું સારું સ્વાસ્થ્ય આપે કઈ રીતે બનાવી લીધું? હઝરતે કહયું કેમ પૂછી રહયા છો, કહેવા લાગ્યો કે મને સારું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાનો ઘણો શોખ છે, હું દરરોજ એ પર્વત પર ચઢું છું અને ઊતરું છું, વ્યાયામ કરું છું, શરીરની માલીશ કરાવું છું, સારું ભોજન જમું છું, દૂધનો ઉપયોગ કરું છું અને સારા સ્વાસ્થ્યના શોખને કારણે મેં લગ્ન પણ નથી કર્યા તો હઝરત મુસ્કુરાયા અને ફરમાવ્યું કે મારા તો આ ત્રીજા લગ્ન છે, એટલા માટે કે એક પત્ની મૃત્યુ પામી છે, એકની સંતાન નહોતી અને પરિવારજનોએ સલાહ આપી કે તમારે એક લગ્ન બીજા કરી લેવા જોઈએ જેથી સંતાન થાય. હઝરત ફરમાવે છે કે જ્યારે મારા આ ત્રીજા લગ્ન થયા તો તે સમયે મારી દાઢીના બધા વાળ ધોળા થઈ ગયા હતા, એક વાળ પણ કાળો

નહોતો અને હઝરત મજેદાર વાત સંભળાવે છે કે જ્યારે હું મારી દુલ્હનને બસમાં લઈને આવી રહયો હતો તો કલરકહાર એક પર્વતીય સ્થળ છે, ત્યાં બસ રોકાઈ તો મેં વિચાર્યું કે નીચે ઊતરીને કોઈ પીણું, કોઈ વસ્તુ મારી દુલ્હનને લાવીને આપું, તો હું રોડ ક્રોસ કરવા લાગ્યો તો પાછળ સાયકલ સવાર એક છોકરો આવી રહયો હતો, મને જોઈને કહે છે બાબાજી! રસ્તો આપો, બાબાજી રસ્તો આપો. હઝરત ફરમાવે છે કે હું એને જોઈને હસવા લાગ્યો કે તમને શી ખબર કે બાબાજી પોતાની દુલ્હન લઈને જઈ રહયો છે. હઝરતની પછી જેટલી પણ સંતાનો છે એ એજ પત્નીથી થઈ જે આપના મામાની પુત્રી હતી. અને એવા સેવા કરનાર પત્ની કે કદાચ કરોડોમાં કોઈ એક હશે. આ હઝરતની પત્ની પણ હતી, હઝરતની મુરીદની પણ હતી અને હઝરતનું એટલું આદર કરતી હતી કે અમે અમ્માજીની વાતો સાંભળીને અચરજ પામતા હતા તો અલ્લાહ તઆલાએ હઝરતને રૂહાની સ્વાસ્થ્ય પણ ઘણું આપ્યું અને શારીરિક તંદુરસ્તી પણ ઘણી સારી આપી તો હઝરતે ફરમાવ્યું ભાઈ મારા તો ત્રીજા લગ્ન થઈ ચૂકયાં છે તો વધુ આશ્ચર્ય પામ્યો અને કહેવા લાગ્યો કે મને કહો આપ કોઈ દવા ખાઓ છો, કોઈ મિષ્ટાન્ન ખાઓ છો.

## ☆ શારીરિક સ્વાસ્થ્યનું રહસ્ય:

તો હઝરત ફરમાવે છે કે મેં જવાબ આપ્યો કે મારામાં બે ગુણો છે, જેના કારણે મારું સ્વાસ્થ્ય સારું છે તેણે પૂછયું કયાં? તો હઝરતે ફરમાવ્યું, એક તો મારી તહજ્જુદ કઝા થતી નથી અને બીજી વાત એ ફરમાવી કે મેં લોખંડી લંગોટ બાંધી રાખી છે. લોખંડી લંગોટ બાંધવાનો મતલબ કે કયારે પણ જાતીય રીતે ગુનાહનું કોઈ કામ કર્યું નથી. તો હઝરત ફરમાવે છે કે આ બે વસ્તુઓ જો કોઈ યુવાનને પ્રાપ્ત થઈ જાય કે તે તહજ્જુદનો પાબંદ બની જાય અને લોખંડી લંગોટ બાંધી લે તો માણસનું સ્વાસ્થ્ય આપો આપ સારું બની જાય છે, અહીં સુધી તો છોકરાઓ વિશે વાત હતી.

## ☆ સ્ત્રીઓ માટે સ્વાસ્થ્યની સુરક્ષા:

હવે સ્ત્રીઓ પણ વિચારી રહી હશે કે છોકરીઓ વિશે કઈંક જણાવો, તો

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છોકરીઓને પણ મહેનત અને શ્રમનું કામ કરવાની તાકીદ ફરમાવતા હતા બલકે એમને ચાલવા અને દોડવાની તાકીદ ફરમાવતા હતા.

## ☆ આયશા (રદિ.) સાથે દોડની સ્પર્ધા:

એટલે સુધી હદીષ શરીફમાં છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક વાર જિહાદ માટે તશરીફ લઈ ગયા. સૈયદા આયશા સિદ્દીકા (રદિ.) સાથે હતાં, ઈશા પછી કુદરતી હાજત માટે નીકળ્યા કે આપણે વેરાન જગ્યાએ જઈએ તો ત્યાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આયશા! આવો, દોડીએ. હવે આ એવી હસ્તી છે જે માણસોમાં સૌથી વધુ ખુશુઅ રાખનાર, સૌથી વધુ ડર રાખનાર:

اَتْقَاكُمْ بِاللّٰهِ

તમારામાં સૌથી વધુ પરહેજગાર.

આ અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)છે, જે પોતાની પત્નીને ફરમાવે છે કે આયશા દોડીએ, માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની પત્ની સાથે દોડ લગાવી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને જીતવાની તક આપી તો હઝરત આયશા (રદિ.) જીતીને ખુશ થઈ ગયાં, કયારેક કયારેક પત્નીઓને Win Position (જીતવાની હાલત)માં લાવવું જોઈએ જેથી એમનો આત્મવિશ્વાસ વધે અને તેમને લાગે કે અમે પણ કંઈ કરી શકીએ છીએ. આ નબીનું કેટલું સરસ શિક્ષણ છે. વિશ્વના મનોવૈજ્ઞાનિકનું કહેવું છે કે જ્યારે આયશા સિદ્દીકા (રદિ.) જીતી ગયાં અને ઉંમર નાની હતી તો ખૂબ ખુશ થયાં, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શાંત થઈ ગયા. પછી એક વાર એવી તક મળી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, આયશા! દોડ લગાવીએ, તેમણે કહયું કે હા. જ્યારે બંનેએ દોડ લગાવી તો હવે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)આગળ વધી ગયા. હદીષ શરીફમાં છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મુસ્કુરાવતા પણ હતા અને ફરમાવી

પણ રહયા હતાઃ

تِلْكَ بِتِلْكَ

પહેલાં તમે જીતી ગયાં હતાં હવે હું જીતી ગયો મેં તમારો હિસાબ બરાબર કરી દીધો. તો જુઓ, આમાં પત્ની સાથે મજાક–મશ્કરી પણ છે અને વ્યાયામ પણ છે, માટે માલૂમ પડયું કે છોકરીઓને પણ જો ઘરમાં કોઈ ગ્રાઉન્ડ હોય તો, વ્યકિતગત જગ્યા હોય તો ત્યાં નિયમિત રીતે દોડવું, ભાગવું જોઈએ જેથી તેમનું સ્વાસ્થ્ય સારું બને.

## ☆ સહાબિયાત (રદિ.) જિહાદના મેદાનમાંઃ

એક સહાબિયા (રદિ.)એ પોતાના પુત્ર સાથે મળીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે જિહાદમાં સામેલ થયાં, ઉહદના મેદાનમાં આવ્યાં અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુરક્ષા કરતાં હતાં, જ્યારે કોઈ કાફિર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ જવા લાગતો તો આ સહાબિયા તેની ઉપર વાર કરતાં.

અને હદીષ શરીફમાં આવે છે કે એક કાફિર નજીક આવવા લાગ્યો જેણે એક સ્ત્રીના પુત્રને ઘાયલ કરી દીધો હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈશારો કર્યો તેની માને કે આ જ છે તેણે તારા પુત્રને ઘાયલ કર્યો છે, સુબ્હાનલ્લાહ, એ સહાબિયા (રદિ.) કેટલાં હિમ્મતવાન હશે.

સૈયદહ સફિયા (રદિ.) વિશે આવે છે કે યુદ્ધમાં જ્યારે યહૂદી નજીક હતા તો ત્યાંથી ખતરો હતો કે તેઓ સ્ત્રીઓ તરફ હુમલો ન કરી દે અને ખરેખર એક યહૂદી સ્ત્રીઓ તરફ આવી ગયો તો સૈયદહ સફિયા (રદિ.)એ તંબુનો ખીલો કાઢયો, વાંસ કાઢયો અને તે આવનાર પુરુષના માથે માર્યું અને તેને ત્યાં જ મારી નાખ્યો અને પછી એક સહાબી ગાર્ડ તરીકે ત્યાં હતા તેમને જણાવ્યું તો તેમણે તેની લાશ યહૂદીઓ તરફ ફેંકી તો યહૂદીઓના દિલમાં ડર પેસી ગયો કે ત્યાં ફકત સ્ત્રીઓ જ નથી, પુરુષો પણ છે માટે એમણે સ્ત્રીઓ પર આક્રમણ કરવાનો પ્રોગ્રામ રદ કરી દીધો. તો તેમની અંદર હિમ્મત હતી ત્યારે તો તેમણે

આવું કર્યું.

જંગના મેદાનમાં સૈયદા આયશા (રદિ.) અને સૈયદા ફાતિમા (રદિ.) ઈજાગ્રસ્તોની સેવા કરતાં હતાં, પટ્ટી બાંધતાં હતાં, મલમ લગાડતાં હતાં. જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દન્દાન મુબારક (પવિત્ર દાંત) શહીદ થયા તો તે જગ્યા પણ હયાત છે જ્યાં ફાતિમા (રદિ.)એ એક ચટાઈ બાળી અને તેની ભસ્મ જખમ ઉપર લગાડતાં, આથી જાણ થાય છે કે સ્ત્રીઓ લકવાગ્રસ્ત બંદાની જેમ ઘરની અંદર બેસનાર ન હોતી, બલકે એવા પ્રસંગોએ આ દીન માટે સેવા કરનાર સ્ત્રીઓ હતી. પાણી ભરેલી મસક ઊપાડતાં હતાં અને ઈજાગ્રસ્તોને પાણી પીવડાવતાં હતાં, હવે આજની છોકરીઓ પાંચ કિલોનું વજન માથે મૂકી દે તો ઊભી હશે તો બેસી જશે. આ બિચારીઓ મસક શું ઉપાડી શકશે.

તો શરીઅત કહે છે કે પુત્ર હોય કે પુત્રી, સ્વાસ્થ્ય તો બંનેનું સારું હોવું જોઈએ. ખવલા બિન્તે અઝૌર (રદિ.) ફુતુહાતે શામ (સિરિયાના વિજયો)માં એમનું વર્ણન આવે છે કે હઝરત ઝરાર (રદિ.)ની એક વાર ધરપકડ થઈ ગઈ તો ખાલિદ બિન વલીદ (રદિ.)એ ફરમાવ્યું કે ભાઈ આપણે આક્રમણ કરવો જોઈએ. તેઓ ફરમાવે છે કે મેં જોયું એક સવાર છે, જેણે પોતાનો ચહેરો સંતાડેલો છે, ફકત આંખો ખુલ્લી છે અને તે ઘોડા પર સવાર છે અને એટલી સ્ફુર્તિ સાથે ઘોડાને દોડાવી રહયો છે કે કયારેક ડાબે ને કયારેક જમણે. દરેક જોનાર વિચારતો હશે કે આ તો કોઈ મહાન ઘોડેસવાર બંદો છે. નિષ્ણાંત માણસ છે. ફરમાવે છે કે જ્યારે યુધ્ધ થયું તો તે સવાર મારા નજીક હતો, કયારેક હું તેને દુશ્મનથી બચાવતો અને કયારેક હું દુશ્મનના ઘેરાવામાં આવવા લાગતો તો એ સવાર મને દુશ્મનથી બચાવતો, અમે ખૂબ જિહાદ કર્યું, જ્યારે પાછા ફર્યા તો ખબર પડી કે ઝરાર (રદિ.)ની દુશ્મનોએ ધરપકડ કરી લીધી તો ખાલિદ બિન વલીદ (રદિ.)એ ફરમાવ્યું, આદેશ આપ્યો કે આપ લોકો હમણાં આરામ ન કરો. આપણે તેમનો પીછો કરવાનો છે અને ઝરાર (રદિ.)ને ત્યાંથી મુકત કરાવવાના છે, તો ફરમાવે છે કે જે લોકો ભેગાં થયાં તેમાં એ જુવાન પણ

દેખાયો તો ખાલિદ (રદિ.)એ પૂછયું, તું કોણ છે? સામેથી કોઈ જવાબ ન મળ્યો, ફરી આપે જરા સખ્તાઈથી પૂછયું કે હું સેનાપતિ છું અને હું પૂછી રહયો છું કે તમે કોણ છો? તો જયારે ખાલિદ (રદિ.)એ પૂછયું તો સ્ત્રીનો અવાજ આવ્યો કે હું ઝરારની બહેન છું, તો આપ સ્તબ્ધ થઈ ગયા, ખૌલા તમે સ્ત્રી થઈને આ રીતે પુરુષો સાથે યુધ્ધ કરી રહયાં છો તો ખૌલાએ જવાબ આપ્યો કે હઝરત જયારે ભાઈઓ પર મુશ્કેલી આવે છે તો પછી બહેનોને મેદાને આવવું પડે છે, તેમણે કહયું કે પહેલાં કેમ જણાવ્યું નહિ? જવાબ આપ્યો કે હઝરત એટલા માટે જણાવ્યું નહિ કે કયાંક આપ મને મના ન ફરમાવી દો, હવે આપ મહેબાની કરો, મારા ભાઈની શોધમાં જયારે આપ જશો તો મને પણ સાથે રાખજો, માટે ખૌલા (રદિ.) સાથે ગયાં અને પોતાના ભાઈને મુકત કરાવી પાછા લઈને આવ્યાં.

સિરિયાના વિજયોમાં લખ્યું છે કે એક વાર રૂમીઓની સંખ્યા ભારેખમ હતી અને મુસલમાન એટલા ઓછા કે જે રીતે એક સફેદ ઘોડાને માથે કોઈ કાળું તલ હોય છે, એટલા ઓછા હતા ચારે બાજુ રૂમીઓ હતા તો તે દિવસ મુસલમાનો માટે કપરો દિવસ હતો, માટે સહાબા (રદિ.) તેમની સામે સફમાં ઊભા થઈ ગયા અને જિહાદ કરવા લાગ્યા તો જયારે જિહાદ થયો તો એમની બહુમતિને કારણે મુસલમાનો ધીરે ધીરે પાછળ ખસવા લાગ્યા તો જયારે પાછળ ખસવા લાગ્યા તો મુસલમાન સ્ત્રીઓ વિશે આવે છે કે તેઓ પોતાના તંબુઓમાં હતાં, એમણે જોયું કે મુસલમાનો પાછળ ખસી રહયા છે તો એમણે તંબુઓમાંથી ડંડાઓ ઊપાડયા અને મુસલમાનો પાછળ લાઈન બનાવીને ઊભાં થઈ ગયાં અને પુરુષોને કહયું કે જો તમે ખસીને પાછળ આવશો તો અમે ડંડાથી તમારી ખબર લઈશું.

આ એ અવસર હતો જયારે હિન્દાએ ઐતિહાસિક શેર કહયો હતોઃ

نَحۡنُ بَنَاتُ الطَّارِقِ

કે અમે તારાઓની દીકરીઓ છીએ

હવે જો એ બધા શૈર પઢવામાં આવે તો માણસ અચરજ પામે છે, તો મુસલમાન સ્ત્રીઓ અલહમ્દુલિલ્લાહ ઈમાનથી પણ સ્વસ્થ અને પોતાની જાનની દષ્ટિએ પણ તંદુરસ્ત.

તંદુરસ્ત જાડાને કહેવાય નહિ, જાડાપણું તો બીમારી છે, તંદુરસ્ત એવા બંદાને કહેવામાં આવે છે જે કામ ગમે તેટલું કરે પણ થાકે નહિ, એને સ્વસ્થ કહેવાય, માટે એક છોકરી જોવામાં સુંદર પણ હશે પણ એવી છોકરીએ કે જોવામાં ખબર પડે કે આજે નહિ તો કાલે આને ટી.બી. અવશ્ય થશે, આ તો સારી વાત નથી. તો છોકરીઓની તંદુરસ્તી પણ યોગ્ય હોવી જોઈએ. યુવાન છોકરી હોય તો ચહેરા પર લોહીની લાલાશ હોવી જોઈએ.

## ☆ સ્ત્રી સ્વાસ્થ્યની રક્ષા કઈ રીતે કરે?

આપણા બુઝુર્ગો આ કામ માટે એવી શૈલી અપનાવતા હતા કે સ્ત્રી દોડે, ભાગે અને આ પ્રકારના કાર્યો કરે તેના બદલે તેઓ ઘરમાં સ્ત્રીઓને જવાબદારી એવી સોંપી દેતા હતા કે એમને પરિશ્રમ વાળા કાર્યો ઘરમાં કરવા પડતા હતા. ઉદાહરણ તરીકે ઘંટી દળવી. આયશા સિદ્દીકા (રદિ.)ની એક ઘંટી જેમાં તેઓ ઘઉં દળતાં હતાં એક જગ્યાએ હતી, આ બંદાને એ જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, તો હવે જે સ્ત્રી પોતાના ઘરમાં જાતે દળે તો અડધો કલાક–એક કલાક કામ કરે તો પછી પરસેવો છૂટી જશે અને સ્વાસ્થ્ય આપો આપ બની જશે. આપણા વિસ્તારોમાં સ્ત્રીઓ સવાર–સવારમાં ઊઠે તો લસ્સી બનાવે છે કેમકે પ્રત્યેક ઘરમાં લસ્સીનો ઉપયોગ થાય છે, આજે મશીનનો જમાનો આવી ગયો. તૈયાર ભોજન મળવા લાગ્યું તો આ વસ્તુઓની જરૂરિયાત જ ન રહી, પરંતુ જે સ્ત્રી લસ્સી બનાવતી હતી અડધો–પોણો કલાક તેને બંને હાથથી વલોવવું પડતું હતું અને સારું એવું વ્યાયામ થતું હતું. આ બંદો નાનપણમાં પોતાની માતાને જોતો હતો કે તે દરરોજ સવારે ઊઠીને લસ્સી બનાવતી હતી અને ખરેખર જ્યારે તે કામ પૂર્ણ કરતી હતી તો પરસેવો આવી જતો હતો. આજ રીતે ઘરમાં કપડાં જાતે ધોવાં. આજકાલ તો વોશીંગ મશીન

આવી ગયું છે. પહેલાં સ્ત્રીઓ જાતે કપડાં ધોતી હતી, જે દિવસે આખા ઘરના વસ્ત્રો ધોવા પડતાં તો થાકીને સ્ત્રીની ખરાબ હાલત થઈ જતી હતી. પછી ઘરની સફાઈ કરવી ઝાડૂ આપવી અને આ પ્રકારની સફાઈ કરવી પણ સ્ત્રી માટે કસરત હતી.

## ☆ જન્નતની સરદાર સ્ત્રીના હાથે ગટ્ટાં:

સૈયદા ફાતિમા (રદિ.) જે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં દીકરી હતાં તેમની પાસે કોઈ નોકરાણી ન હોતી. ફરમાવે છે કે ઘરના કામ કરવાને કારણે મારા હાથમાં ગટ્ટાં પડી ગયાં હતાં, આ એ લાડકવાયાં છે, જેઓ અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાહબઝાદી છે, ખાતૂને જન્નત છે અને કામ કરવાના કારણે તેમના હાથમાં ગટ્ટા પડી ગયા હતા. તેમના સદકે આ ઉમ્મતને તસ્બીહાતે ફાતમી મળી.

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક વાર તશરીફ લઈ જઈ રહયા હતા તો અસ્મા (રદિ.)ને જોયાં કે ઊંટો માટે ચારો કાપીને તેઓ લાવી રહયાં છે તો જુઓ કે ઊંટો માટે ચારો કાપવો અને ખજૂરના ઠળીયા દળવા, આ કેટલું શ્રમનું કામ છે, તો એ સ્ત્રીઓના ઘરના કાર્યોમાં જ આપો આપ કસરત થઈ જતી હતી.

હવે આ જ રીતે જો સ્ત્રી બાળકનું જતન નિયમિત રીતે સારી શૈલીથી કરે તો એક બાળક અમારે ત્યાં હનાના એક બાળકી છે. હમણાં ફોન પર ખબર મળી કે સંભાળી શકતા નથી, હવે અમને સંભાળવા માટે એકની જગ્યાએ બેની જરૂર છે, તો એક બાળકને સંભાળવું પણ અઘરૂં કામ છે, પછી એ સ્ત્રીઓ ઘરોમાં શીવવું–પરોવવું પણ જાતે કરતી હતી. હવે જુઓ તે નવરાશની પળોમાં વસ્ત્રો શીવતી હતી તો એક હાથે મશીન ચલાવતી હતી તે એમની કસરત થતી હતી, પછી ગામડામાં રહેનાર સ્ત્રીઓ તો બકરીઓ ચરાવતી હતી. હવે બકરીઓ ચરાવવી તો એટલું મહેનતનું કામ છે કે બકરીઓ પાછળ ભાગવું–દોડવું પડે છે, બંદાની હાલત ખરાબ થઈ જાય છે. પછી બકરીઓનું દૂધ પણ જાતે કાઢતી હતી અને કેટલીક જગ્યાઓએ તો પાણીની વ્યવસ્થા પણ

હોતી નહોતી તો સ્ત્રીઓ પોતાના માથે પાણીના માટલા લઈને બે માઈલ–ત્રણ માઈલ દૂરથી ભરીને લાવતી હતી તો તે સમયે નવયુવક છોકરીઓની આવી કસરતો થતી હતી માટે એમને કોઈ કલબ વગેરેમાં જવાની જરૂરિયાત પડતી નહોતી. તેઓ ઘરમાં જ પોતાની જવાબદારીઓ પૂરી કરી લેતી હતી અને તેથી તેમનું સ્વાસ્થ્ય પણ સારું રહેતું હતું. અને તે પછી એમને સમય મળતો તો છોકરી દોરડાં કૂદતી હતી. બે છોકરીઓ દોરડાં ફેરવતી અને એક છોકરી કૂદતી હતી તો આ તે જમાનાની કસરત હતી અને પછી કયારેક કયારેક એ છોકરીઓ રમતી હતી, એમાં પણ દોડવું–ભાગવું પડે છે, આજ કાલના જમાનામાં જીવન જીવવાની શૈલી બદલાઈ ચૂકી છે, ઘણા એવા પરિશ્રમના કાર્યો છે જે આજે છોકરીઓને કરવા પડતા નથી.

## ☆ વર્તમાન સ્ત્રી માટે વ્યાયામઃ

તો મગજમાં એ પ્રશ્ન ઉપસે છે કે આજની છોકરી શું કરે? તો તેની સરળ રીતે તો એ છે કે ટ્રેડમિલ (વીજળીથી ચાલર એ મશીન જેના પટ્ટા પર દોડવામાં આવે છે) ઘરમાં રાખી લેવામાં આવે, તેની ઉપર માણસ સરળતાથી ચાલી શકે છે, દોડી પણ શકે છે પરંતુ કસરતોમાં સૌથી શ્રેષ્ઠ કસરત ચાલવું છે તેને Brisk Walk (ઝડપથી ચાલવું) માટે જે વ્યકિત અઠવાડિયામાં ત્રણ–ચાર દિવસ Brisk Walk કરી લે તેને હાર્ટ એટેક ન આવી શકે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે ચાલતા હતા તો હદીષ શરીફમાં આવે છે કે એમ લાગતું હતું કે ઊંચાઈથી નીચેની તરફ આવી રહયા છે, એટલા ઝડપથી ચાલતા હતા અને એનેજ આજે વિશ્વ Brisk Walk કહે છે. આપણા વહાલા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક પધ્ધતિ આજે સારું સ્વાસ્થ્ય બનાવવાની સૌથી શ્રેષ્ઠ પધ્ધતિ દેખાય છે. જે લોકો જોગીંગ કરે છે (દોડે છે) તેમના વિશે મેડીકલ રિપોર્ટ એવો છે કે અંતિમ ઉંમરમાં પગના સાંધામાં એમને દુઃખાવો શરૂ થઈ જાય છે પરંતુ Brisk Walk સૌથી વધુ સુરક્ષિત છે અને આ જ સુન્નત છે, માટે જો ઘરની અંદર ટ્રેડમિલ રાખવામાં આવે તો તેની ઉપર ચાલી લેવામાં આવે અથવા ઘરની અંદર જો મોટું કંપાઉન્ડ છે તેના

આંટા મારી લેવામાં આવે તો આ સૌથી શ્રેષ્ઠ પધ્ધતિ છે, કેટલીક છોકરીઓને ઘરમાં સાયકલ ચલાવવાની ટેવ હોય છે, આ પણ કસરતનું એક મશીન છે, શરઅન આ પણ જાઈઝ છે. દરેક એવી કસરત જે વસ્ત્રોમાં પરદા સાથે કરી શકાય છોકરીઓને તેની છૂટ છે, માટે અમુક છોકરીઓના ઘરમાં સાયકલ છે અને કસરત માટે તેને ચલાવી લે છે તો એ પણ યોગ્ય છે. એ જ રીતે જો ઘરમાં SwimmingPool બનેલો છે અને છોકરીઓ સ્વીમીંગ કરે છે તો આ પણ શ્રેષ્ઠ વ્યાયામ છે. અડધો કલાક સ્વીમીંગ કરીલો તો એવી ભૂખ લાગે છે કે માણસે બે દિવસથી ખાધું નથી, એટલા માટે શરીરની Energy શકિત વપરાય છે.

આ જ રીતે બેડમિંટન પણ એક સારી રમત છે છોકરીઓ માટે. ઘરમાં રમી શકે છે અને વસ્ત્રો સાથે આ રમત રમી શકાય છે, જો આ પ્રકારની હળવી રમત ઘરમાં છોકરીઓ રમે તો શરઅન જાઈઝ છે અને આવશ્યક છે.

એક વધુ પ્રશ્ન પેદા થાય છે કે આજકાલ માર્શલ આર્ટ (કરાટે, મુક્કાબાજી) શિખવાડવામાં આવે છે, તો જો છોકરાઓ હોય તો એમને તો માર્શલ આર્ટ શિખવાડવા જોઈએ જેથી એમને કસરતની સાથોસાથ પોતાની સુરક્ષા પણ આવડી શકે અને છોકરીઓને જો કોઈ સ્ત્રી શીખવનાર હોય તો શિખવાડવામાં કોઈ વાંધો નથી, પુરુષથી શીખવું હરામ છે, શીખવા માટે કોઈ કલબમાં જવું જ્યાં પુરુષો હોય છે. હરામ.

આજકાલ બાળકો પ્રેકટીકલ રમતો રમવાને બદલે કોમ્પ્યુટર ગેમ્સ વધુ પસંદ કરે છે. આ સમય પસાર કરવા માટે તો સારી પધ્ધતિ છે પરંતુ એથી માણસના સ્વાસ્થ્યને કોઈ લાભ થતો નથી. ન પરસેવો આવે છે, ન થાક લાગે છે ન શરીરની કોઈ કસરત થાય છે તો કોમ્પ્યુટર ગેમ્સ બસ ટાઈમ પાસ કરવાની એક રીત છે તેમ છતાં આ કોમ્પ્યુટર ટી.વી. કરતાં વધુ સારું છે. કેટલીક સ્ત્રીઓ ટી.વી. માં કારટૂન લગાડીને બાળકોને આપી દે છે, તો બાળપણમાં તેઓ કારટૂન જુએ છે અને મોટા થયા પછી એમને ટી.વી.ની ટેવ પડી જાય છે, તો શી ખબર શું-શું જુએ છે, એટલા માટે ઘરમાં ટી.વી.ની જગ્યાએ જો કોમ્પ્યુટર હોય અને બાળકોને ગેમ ખુદ ચાલુ કરીને આપો. આ

રમતો મા–બાપ જાતે પસંદ કરીને આપે તો આ પણ એક સારી વસ્તુ છે કેમકે નવરાશના સમયે બાળકો કંટાળી જાય છે, પરેશાન થાય છે તો એમને ટાઈમ પાસ કરવા માટે એક સારી રીત મળી શકે છે.

આજકાલ એક વધુ મુસીબત આવી ગઈ છે, તેનું નામ Walk man છે, વોકમેન કાનમાં સાંભળવાનો સાધન છે, માટે વ્યાયામ કરતાં–કરતાં, ચાલતાં–ચાલતાં લોકો કાનમાં લગાડેલા હોય છે અને તેમાં મ્યુઝિક ચાલી રહયો હોય છે. તો શકય છે બાળકી શરૂઆતમાં કહેશે કે હું નઅત સાંભળીશ, હું પેલું સાંભળીશ પરંતુ છેવટે પરિણામ ગાયનો પર આવે છે, માટે આ મુસીબતથી આપણાં બાળકોને બચાવવાં જોઈએ. પહેલાંના સમયમાં બાળકો જ્યારે ઘરના બધા કાર્યો કરી લેતા હતા તો રાત થાય એ પહેલાં કયારેક પતિના પગ દબાવતાં હતાં કયારેક માતાનું માથું દબાવતાં હતાં, આ પણ વ્યાયામ થતું હતું, આજકાલના બાળકોને આ તૌફીક ઘણી ઓછી છે, કોણ ખુશનસીબ પુત્રી છે, જે પોતાની મા ના પગ દબાવે, કોણ ખુશનસીબ પુત્ર છે જે બાપના પગ દબાવે? આ જે રીત છે તે ઈસ્લામી પણ છે અને આના વડે બાળકનું સ્વાસ્થ્ય પણ સારું રહી શકે છે. તો મા–બાપને જોઈએ કે તેઓ બાળકોને આમાંથી જે પણ પધ્ધતિઓ શકય હોય એ શિખવાડે જેથી બાળકોનું સ્વાસ્થ્ય સારું બને.

## ☆ જાતીય દષ્ટિએ કેળવણીઃ

હવે આગળની વાત કે સ્વાસ્થ્ય સારું બની ગયું અને બાળકો યુવાવસ્થાએ પહોંચી ગયા તો જુવાનીની ઉંમરની તો પોતાની ડિમાન્ડ હોય છે, માટે જાતીય દષ્ટિએ પણ બાળકોને મા–બાપે એજ સમજાવવું પડે છે, જાતીય દષ્ટિએ બાળકોને કેવી કેળવણી આપવી જોઈએ.

## (૧) બાળકોને પરવાનગી માંગવાની ટેવ પાડોઃ

એક તો એ કે બાળકોને ઘરમાં આવવા માટે પરવાનગી લેવાનું શીખવવું જોઈએ. બાળક જરા સમજદાર થાય તો તેને કહેવામાં આવે કે તમારે જ્યારે ઘરમાં આવવું હોય તો પરવાનગી માંગવી જોઈએ. આ પરવાનગી શરીઅતનો હુકમ છે, અને આનો હેતુ એ જ છે કે સ્ત્રીના માથે કેટલીય વાર

દુપટ્ટો હોતો નથી, છાતી ખુલ્લી હોય છે, ભલે દીકરો જ હોય, તે ઘરમાં આવે છે તો તેની પણ નજર પડે છે પરંતુ જો પરવાનગી માંગીને આવશે તો સ્ત્રીએ પોતાના વસ્ત્રો, દુપટ્ટો સરખો કરવાની તક મળી જશે, એકાએક ઘરમાં દાખલ થઈ જશે તો શકય છે કે તે ઘરની સ્ત્રીને નગ્ન અવસ્થામાં પણ જોઈ લે. માટે શરીઅતનો આ સુંદર સિધ્ધાંત છે કે પુરુષ દાખલ થતાં પહેલાં પરવાનગી મેળવે, આ બાળકને શરૂઆતમાં સમજાવવું જોઈએ.

## (૨) નજરની સુરક્ષાની તાલીમ:

બીજી વાત કે બાળકો જયારે યુવાનીની ઉંમરમાં પહોંચવા લાગે, નિગાહો નીચી રાખવાની તાલીમ આપવી જોઈએ જેથી બાળકને આમ તેમ સ્ત્રીઓ અને છોકરીઓને જોવાની ટેવ ન પડે અથવા છોકરી છે તો તેની આંખો આમ તેમ ફરતી ન રહે. યુવાન બાળકોને એ પણ સમજાવો કે અલ્લાહ તઆલાનો આદેશ છે:

﴿قُلْ لِلْمُؤْمِنِيْنَ يَغُضُّوْا مِنْ اَبْصَارِهِمْ﴾

ઈમાન વાળાથી કહી દો કે નિગાહો નીચી રાખે

અને એક સ્થાને ફરમાવ્યું:

﴿وَ قُلْ لِلْمُؤْمِنٰتِ يَغْضُضْنَ مِنْ اَبْصَارِهِنَّ﴾

તો જુઓ છોકરીઓ પણ નિગાહ નીચી રાખે, ગેર પુરુષો પર ન નાખે અને છોકરા પણ નજર નીચી રાખે, ગેર છોકરીઓ પર નાખે નહિ, આ આદેશ બંને માટે છે.

## (૩) બાળકોનું બિસ્તર અલગ કરવું:

પછી ત્રીજી વાત કે બાળક જયારે મોટું થાય તો તેની પથારી અલગ કરવી જોઈએ, કેટલીયે જગ્યાઓએ બિસ્તર એક હોય છે અને સૂનાર બાળકો બે હોય છે, તો તેની અસરો સારી થતી નથી.

## (૪) જમણા પડખે સૂવાની તાકીદ કરો:

એક મહત્વની વસ્તુ આ છે કે યુવાન બાળકોને જમણા પડખે સૂવાનો આદેશ આપવો જોઈએ અને તેના પર સખ્તાઈ કરવી જોઈએ. આ વાત ખૂબ ધ્યાન આપવા જેવી છે, આનું કારણ એ છે કે એક તો જમણા પડખે ઉંઘવું સુન્નત છે અને બીજું કારણ સુન્નતની એવી બરકત છે કે જમણા પડખે સૂતાં બાળકના મગજમાં જાતીય વિચારો વધુ પેદા થતા નથી.

હઝરત ઉમર (રદિ.) ફરમાવ્યા કરતા હતા, જ્યારે કોઈ સ્ત્રી કંમરના આધારે સીધી સૂઈ જશે તો શૈતાન તેના મનમાં જાતીય વિચારો નાખશે અને ખરેખર આ વાત સાચી છે તો છોકરાઓને ઉંધા પેટના આધારે સૂવા દેવું જોઈએ નહિ. જો કયારેક જુઓ તો ધમકાવો અને જો છોકરી સીધી સૂવે છે અને આ રીતે સૂવાની ટેવ હોય તો તેને પણ ધમકાવવી જોઈએ. ઉમર (રદિ.) જ્યારે કોઈ યુવાન છોકરીને આ રીતે સૂતાં જોઈ લેતા તો તેને સખ્તાઈથી મના કરતા હતા, ફરમાવતા હતા પડખાથી સૂઈ જાઓ. પડખાથી સૂવાનું એક કારણ એ પણ છે કે જો બાળક મગજમાં જાતીય દશ્ય પણ વિચારવા ઈચ્છે તો તેની વાસના ઊભરતી નથી, આ એક સુન્નતની બરકત છે.

## (૫) મિશ્ર મહેફીલોથી દૂર રહેવું:

પાંચમી વસ્તુ કે બાળક જ્યારે મોટું થઈ જાય તો સ્ત્રી–પુરુષોની મિશ્રિત મહેફિલોમાં તેને લઈ જવું નહિ. તેને કહેવું જોઈએ કે છોકરાઓ પુરુષો સાથે રહે અને છોકરીઓ સ્ત્રીઓ સાથે રહે. પરસ્પર જ્યારે મળો જ્યારે એક બીજાના મહરમ સાથે હોય તો મહરમ અને ગેર મહરમનો ભેદ શરૂઆતમાં જ બતાવશો તો બાળકમાં અહેસાસ પેદા થઈ જશે.

## (૬) ફર્ઝ ગુસ્લની રીત બતાવી દેવામાં આવે:

પછી જ્યારે છોકરો કે છોકરી યુવા ઉંમરે પહોંચવા લાગે તો તેને ફર્ઝ ગુસ્લની પધ્ધતિ શીખવવી જોઈએ. બાપ–દીકરાને જાતે ગુસ્લની રીત બતાવી દે, જો મુશ્કેલી જણાય તો ઉસ્તાદના ઝિમ્મે લગાવી દો, ઉસ્તાદ એને ગુસ્લની રીત શિખવાડી દેશે. પુત્રી છે તો તેને મા શિખાવાડે, માને શરમ આવતી હોય તો માસી શિખવાડે જેથી યુવાનીની ઉંમર પહોંચ્યા પછી બાળકોને ફર્ઝ ગુસ્લની

તાલીમ આપવી જોઈએ, નહિતર કેટલાયે સ્થાનો પર આ વાત સામે આવી કે છોકરીઓ પર ગુસ્લ ફર્ઝ થયો, જુવાનીની ઉંમરે પહોંચી ગયાં અને તે ફક્ત નાહી લે છે, એમને ફર્ઝની ખબર નહોતી કે શું કરવાનું હોય છે તો નાપાક રહેતી હતી. માટે ફર્ઝ ગુસ્લ પણ શીખવવું જોઈએ.

## (૭) વ્યભિચાર થી દૂરી રહેવું:

પછી એ બાળકોને ગંદી ફિલ્મો, ડ્રામા, ટી.વી. વી.સી.આર. આ મુસીબતો થી બચાવવું જોઈએ, કેમકે આ બધી વસ્તુઓ માણસમાં વાસનાનો બગાડ કરે છે. અને બંદાને ગુનાહ તરફ પ્રેરે છે. ઘરને આ મુસીબતથી પાક રાખવું જોઈએ.

## (૮) નિકાહ કરાવવામાં ઉતાવળ:

પછી આઠમી વસ્તુ કે જો અલ્લાહ તઆલા સરળતા અને સવલત આપે તો યુવાન થયા પછી બાળકોની શાદી કરવામાં વિલંબ કરવું ન જોઈએ. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે જ્યારે છોકરી માટે જોડનો (યોગ્ય) પતિ મળી જાય તો પછી તમે લગ્ન કરવામાં વાર ન કરો. છોકરી યુવાન તો થઈ પંદર વર્ષમાં અને પચીસ વર્ષ સુધી તેના લગ્ન ન થાય તો આ દસ વર્ષમાં તે શું કરશે? શરીઅતનો શ્રેષ્ઠ સિધ્ધાંત કે યુવાન થયા પછી, તાલીમ મેળવ્યા બાદ જો યોગ્ય રિશ્તો મળે તો વહેલી તકે ફર્ઝ અદા કરી દો, આ સૌથી શ્રેષ્ઠ સિધ્ધાંત છે.

## (૯) સૂરહ યૂસુફ અને સૂરહ નૂરની તાલીમ:

પછી નવમી વસ્તુ કે આ યુવાન બાળકોને સૂરહ યૂસુફ પણ પઢાવવી જોઈએ અને સૂરહ નૂર યાદ કરાવવી જોઈએ અને સૂરહ નૂરના વિષયો તેમની સમક્ષ ખોલવા જોઈએ. દા.ત. પોતાની દીકરીને સમજાવે કે જુઓ દરેક છોકરી જ્યારે દુનિયામાં પેદા થાય છે તો તે પાક હોય છે. હવે એક છે શારીરિક નાપાકી અને એક છે રૂહાની નાપાકી. શારીરિક નાપાકી ને તો પાણીથી દૂર થઈ જાય છે પણ રૂહાની નાપાકી પાણીથી દૂર થતી નથી, તો જે છોકરી દુનિયામાં જન્મી, આ છોકરી દુનિયામાં પાક જન્મે છે, તે છોકરીએ પ્રયત્ન કરવો જોઈએ

કે કયામતના દિવસે પાક હાલતમાં અલ્લાહના દરબારમાં હાજર થાઉં, હવે આ નાપાક કઈ રીતે થશે? જ્યારે ઝિનાનું કામ થશે.

## ☆ રૂહાની નાપાકીથી પાકીની બે રીતઃ

યાદ રાખી લેજો કે ગુનાહની જે નાપાકી છે તેનાથી પાક થવાની બે રીતો છે. દુનિયામાં સંગસાર (પથ્થરોથી મારી નાંખવું) કરવામાં આવે અથવા દોઝખની આગમાં નાખીને તેને પાક કરવામાં આવે. જે રીતે નાપાક માણસ મસ્જિદમાં દાખલ થઈ શકતો નથી, નાપાક માણસ હરમમાં પ્રવેશી શકતો નથી, એ જ રીતે રૂહાની નાપાક માણસ જન્નતમાં દાખલ થઈ શકતો નથી.

સહાબિયાતના મનમાં એવો ડર હતો કે અમારે કયામતના દિવસે અલ્લાહ સમક્ષ પાક હાલતમાં રજૂ થવાનું છે, માટે તેઓ ઝિનાથી ગભરાતાં હતાં. કોઈ સંબંધી પુરુષ, કોઈ પાડોશી, કોઈ નજીકનો યુવાન જે હસીને આપને આકર્ષવા પ્રયત્ન કરે તો વાસ્તવમાં શૈતાનનો ચેલો છે, જે આપને નાપાક કરવા ઈચ્છે છે, તો તેનાથી એવી રીતે ડરો જે રીતે સાપ–વીંછીથી ડરીએ છીએ, માટે જ સ્ત્રીઓને જોઈએ કે તેઓ પરદાનું ધ્યાન રાખે કે ગેરપુરુષ ચહેરો જ ન જોઈ શકે. ન ફોનથી વાત કરો, ન તેને કોઈ તક આપો. જે રીતે ચોરથી એ બંદો ડરે છે જેની પાસે પૈસા હોય કે આ મારું ધન લૂંટી ન જાય, દરેક છોકરીને ગેરમહરમ પુરુષથી ડરવું જોઈએ કે આજ મારી આબરૂ લૂંટી લેશે. આ વાત છોકરીઓના મનમાં બેસાડશો તો તેઓ અવશ્ય પરદાદારી કરશે. ગેરમહરમથી પણ બચશે.

## ☆ એક સહાબિયાની તૌબાઃ

કબીલા ગામદિયાની સ્ત્રી આવે છે, હે અલ્લાહના નબી! મોટો ગુનાહ કરીને બેઠી છું, મને પાક કરી આપો. ફરમાવ્યું, શું તમે ગર્ભવતિ છો? તેણે કહયું, હા. ફરમાવ્યું, જાઓ, જ્યાં સુધી બાળક જન્મી ન લે. હવે બાળક પેદા થઈ ગયો. તે બાળકને લઈને આવી. હે અલ્લાહના નબી! મને પાક કરી આપો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, આને દૂધ પીવડાવો. બે વર્ષ દૂધ પીવડાવ્યું. ફરીથી એ સ્ત્રી લઈને આવે છે. બાળકના હાથમાં રોટલીનો

ટુકડો હોય છે. હે અલ્લાહના નબી! મારો પુત્ર રોટલી ખાવા લાગ્યો છે, મને પાક કરી આપો. પછી અલ્લાહના નબીએ સહાબાને આદેશ આપ્યો કે આ સ્ત્રીને સંગસાર કરવામાં આવે. માટે ખાડો ખોદીને તેને અંદર ઊભી રાખવામાં આવી અને પછી તેના માથે પથ્થરો મારવામાં આવ્યા, તે મૃત્યુ પામી. તે સ્ત્રી સમજતી હતી કે દુનિયાનું અપમાન તો નાનકડું છે. કાલે હું કયામતના દિવસે અલ્લાહ સમક્ષ નાપાક ઊભી થઈશ તો તે મોટું અપમાન હશે, માટે દુનિયામાં પાક થવા ઈચ્છતી હતી.

હવે સ્ત્રી વિચારે કે શું અમે અલ્લાહ સમક્ષ નાપાક હાલતમાં જઈશું? તો શું થશે? આખિરત બરબાદ કરનારી વાત છે, માટે દુનિયામાં એ જ માણસ સારો જે પાકદામનીનું જીવન જીવે. તો યુવાન બાળકોને આ વાત સારી રીતે યાદ કરી લેવી જોઈએ કે એમની સફળતા પાકદામીનમાં છે.

અને આ પણ યાદ રાખો કે શાદી શુદા સ્ત્રીની દરેક ભૂલ પતિ માફ કરી શકે છે પરંતુ ચરિત્રની ભૂલ કયારેય માફ નથી કરતો, માટે ઘણી સ્ત્રીઓના ઘર બરબાદ થવાનું કારણ એ જ હોય છે જો દુનિયામાં નાપાક થઈ ગઈ અને સંગસાર પણ, આજકાલ શકય નથી કેમ કે ઈસ્લામી સરસકાર નથી તો પછી કયામતના દિવસે અલ્લાહ તઆલા એમને કઈ રીતે પાક કરશે? હદીષમાં આવે છે કે એવી સ્ત્રીને દોઝખમાં નાખવામાં આવશે. આગનો અઝાબ આપવામાં આવશે કે આગમાં એક ગુફા હશે, એ સ્ત્રીને ગુફામાં નાખીને દરવાજો બંધ કરી દેવામાં આવશે અને ત્યાં વીંછીઓ હશે અને એ વીંછીઓ તેના શરીર પર એવી રીતે ચઢી જશે જે રીતે મધમાખીઓ મધપુડા પર હોય છે. હજારો વીંછીઓ તેના શરીરે ચઢી જશે અને આ બધી એક સાથે કરડશે તો કેટલી તકલીફ થશે અને આ શા માટે? કે તમે દુનિયામાં એવો ગુનાહ કર્યો કે શરીરના એક એક રોંગટાએ મજા માણી. આજે તમારા એક એક રોંગટાને અમે અઝાબમાં નાખી દઈશું.

અબ તો ઘબરાકે કેહતે હૈં કે મર જાએંગે

મરકેભી ચૈન ન પાયા તો કિધર જાએંગે

વિચારોકે અલ્લાહ સમક્ષ કયામતના દિવસે રજૂ થવાનું છે, ખુશનસીબ છે એ દીકરીઓ, એ સ્ત્રીઓ જે પોતાને પાક રાખે છે. આ કયામતના દિવસે સીધા જન્નતમાં જવાના પાત્ર હશે. તો દરેક છોકરીનું એવું માનસ બનાવો કે અલ્લાહે તને પાક બનાવી છે. ગેરમહરમનો હાથ જે જગ્યાએ લાગશે, તમારા શરીરની એ જગ્યા નાપાક થઈ જશે. ગેરમહરમ સાથે ઝિના કરશે તો આખું શરીર નાપાક થઈ જશે. તો પોતાની જાતને નાપાક થવાથી બચાવો. અલ્લાહ સમક્ષ ખૂબ લજાવવું પડશે.

## લમ્હોંને ખતા કી થી સદિયોંને સઝા પાઈ

અને અધિકતર જોવામાં આવે છે કે જે છોકરીઓ મૂર્ખાઈ કરે છે તો કલંક પણ એમને જ લાગે છે, આક્ષેપો પણ થાય છે અને અપમાન પણ એમનું જ થાય છે, છોકરાને કોઈ એટલો ખરાબ કહેતા નથી. આખો વબાલ અંતે છોકરી પર આવી  જાય છે, તો આબરૂ ન રહી તો શું રહયું?

કહેવામાં આવે છે કે ત્રણ વસ્તુઓ ભેગી હતી. એક માલ, એક જ્ઞાન અને એક આબરૂ. તો એક બીજાથી વિખૂટા પડવા લાગ્યાં તો ત્રણે એ કહયું કે સારું પોતાનું સરનામું જણાવી દો કે જુદા પડયા પછી કયાં મળશો? તો માલે કહયું, હું જુદો થાઉં છું તો પછી બજારમાં મળું છું. એટલે કે કોઈ બંદાથી માલ જતો રહે તો ફરીવાર બજારમાં જઈ મહેનત કરે તો માલ મળી જશે. જ્ઞાનને પૂછયું તો કહયું કે જયારે હું વિખૂટો પડું છું તો મદ્રસામાં મળી જાઉં છું અર્થાત બંદો કુર્આન ભૂલી જાયતો મદ્રસે જઈને ફરીથી યાદ કરી લે, જ્ઞાન મળી જશે. તો બંનેએ પોત પોતાનું સરનામું જણાવી દીધું. આબારૂ ચુપ હતી, તો બંનેએ કહયું તમે નથી બોલતાં, આબરૂ કહેવા લાગી, હું જયારે એક વખત અલગ થાઉં છું તો પછી કયારેય મળતી નથી અને ખરેખર સાચી વાત છે. જે છોકરીની આબરૂ લૂંટાઈ ગઈ તો છોકરી સમાજમાં કયારેય માનભેર જીવન જીવી શકતી નથી. અલ્લાહ તઆલા આપણા યુવકો–યુવતીઓને પાકદામનીનું જીવન નસીબ ફરમાવે.

وَاٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ

# માતા–પિતા સાથે સદ્વર્તન

اَلْحَمْدُ لِلّٰهِ وَ كَفٰى وَ سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى، اَمَّا بَعْدُ:

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ    بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

﴿وَ بِالْوَالِدَيْنِ اِحْسَانًا﴾

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ۔

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى آلِ سَيِّدِنَا مُحَمَّدٍ وَ بَارِكْ وَ سَلِّمْ

સંતાનોની કેળવણી અંગે જેટલું કહેવામાં આવ્યું છે, તેની પૂર્ણતા અહી થાય છે કે સંતાનોને મા–બાપના હકકો વિશે જણાવવામાં આવે. જયારે દિલમાં મા–બાપનું માન હશે તો બાળકો મા–બાપની વાત ધ્યાનપૂર્વક સાંભળશે અને અમલ કરશે.

## ☆ અદલાનો બદલો:

શરીઅતે આ પાસાને સારી રીતે સ્પષ્ટ કર્યો છે, એક સિધ્ધાંત જણાવી દીધો "મુસન્નફ અ.રઝ્ઝાકમાં છે કે એક હદીસે પાકનો નાનકડો ટૂકડો છે કે જે ઈચ્છો તે કરો, જેવું કરશો તેવું ભરશો, આને કહે છે અદલાનો બદલો.

જૈસી કરની વૈસી ભરની        ન માને તો કરકે દેખ
જન્નતભી હે દોઝખભી હે        ન માને તો મર કે દેખ

તો માણસ જેવું કરે છે તેને એવો જ બદલો મળે છે. માટે જે બાળકો પોતાના મા–બાપનું આદર કરશે, આજ્ઞાનું પાલન કરશે, તેમના પોતાના બાળકો માટો થઈને આજ્ઞાકારી બનશે.

જેમકે હાકિમે હઝરત અબૂહુરૈરહ (રદિ.)થી રિવાયત કરી છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: તમે અન્ય લોકોની સ્ત્રીઓ સાથે પાકદામની મામલો કરો, તમારી સ્ત્રીઓ પાકદામન રહેશે અને તમે મા–બાપ સાથે સદ્‌વર્તન કરશો તો તમારા સંતાનો તમારી સાથે સારું વર્તન કરશે.

એટલાજ માટે માતા–પિતા સાથે સદ્‌વર્તનને શરીઅતે એટલો દરજ્જો આપ્યો કે ઈબ્નેમાજાની રિવાયત છે કે હઝરત અબૂઉમામહ (રદિ.) ફરમાવે છે કે એક વ્યકિતએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું કે હે અલ્લાહના નબી! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)સંતાનો પર મા–બાપના કયા હકકો છે? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે બંને તમારી જન્નત અને જહન્નમ છે. અર્થાત બંનેને ખુશ રાખશો તો જન્નત મળશે, નારાજ કરશો તો જહન્નમ મળશે. આ હદીષ શરીફમાં મા–બાપ બંનેનું સાથે વર્ણન છે.

કેટલી હદીષોમાં અલગ–અલગ પણ વર્ણન છે, માટે ઈમામ તિર્મિઝી (રહ.)એ ઈબ્ને અમ્ર બિન આસથી રિવાયત કરી છે કે:

رِضَى الرَّبِّ فِىْ رِضَى الْوَالِدِ

તમારા રબની પ્રસન્નતા તમારા મા–બાપની ખુશીમાં છે

અને રબની નારાજી મા–બાપની નારાજીમાં છે.

ઈમામ અહમદ બિન હંબલ (રહ.)ا રિવાયત કરે છે કે મા સાથે જોડાયેલા રહો કેમકે:

اَلْجَنَّةُ تَحْتَ اَقْدَامِ اُمَّهٰتِكُمْ

જન્નત મા ના ચરણો હેઠળ છે

હઝરત અબૂહુરૈરહ (રદિ.) રિવાયત કરે છે કે એક માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયો અને તેણે પૂછયું કે હે અલ્લાહના નબી ! મારા પર સૌથી વધુ હક કોનો છે? ફરમાવ્યું اُمُّكَ તમારી

માનો, તેણે ફરી વાર પૂછયું કે તેના પછી મારા પર કોનો હક છે? ફરમાવ્યું, તમારી મા નો, તેણે ત્રીજીવાર પૂછયું કે તેના પછી મારા કોનો હક છે ? ફરમાવ્યું તમારી મા નો અને ચોથીવાર ફરમાવ્યું ثُمَّ أَبُوكَ તમારા પિતાનો. એટલે કે ત્રણવાર માતાનું વર્ણન કર્યું અને ચોથીવાર પિતાનું વર્ણન કર્યું. તો માલૂમ પડયું કે મતા–પિતા બંને સાથે સદવર્તન કરવું જોઈએ અને પિતાની તુલનાએ માતાનું પદ શરીઅતે વધારે બનાવ્યું એટલા માટે કે બાળકના જન્મમાં અને બાળ ઉછેળમાં વધારે ફાળો મા નો હોય છે. તો જુઓ પરવરદિગાર કેટલો કરીમ છે કે માતાએ સંતાનોના ઉછેરમાં તકલીફો સહન કરી તો તેના બદલામાં અલ્લાહ તઆલાએ માતાને યાદ રાખી અને મા નો એટલો જ હક સંતાનો પર એટલો જ કાયમ કરી દીધો.

## ☆ અલ્લાહના નબી (સલ.)ની યુવાનને નસીહત

ઈમામ અહમદ બિન હંબલ (રહ.) રિવાયત કરે છે કે અબ્દુલ્લાહ અમ્ર બિન આસ આના રાવી છે, તેઓ ફરમાવે છે કે એક વૃધ્ધ પિતા પોતાના યુવાન પુત્ર સાથે આવ્યા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! જયારે આ છોકરો નાનો હતો, હૂં યુવાન હતો, આ ફકીર હતો તે સમયે હું માલદાર હતો, આજે મામલો ઉંધો થઈ ગયો, આ યુવાન છે, હું કમઝોર છું, આ માલદાર છે અને હૂં ફકીર છું, આ મારા પર ખર્ચ કરતો નથી. તો અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે યુવાનને સંબોધીને કહયું કે:

أَنْتَ وَ مَالُكَ لِأَبِيكَ

તમે અને તમારો માલ તમારા પિતાની મિલકત છે.

જુઓ શરીઅતે મા–બાપને એટલું ઉચ્ચ સ્થાન આપ્યું છે, માટે જો કોઈ એવું બાળક હોય કે જેના માતા–પિતા ગુલામ છે અને એ બાળક પોતાના માતા–પિતાને આઝાદ કરાવે તો શરીઅતની દ્રષ્ટિએ આ નેકીનો બહુ મોટો દરજજો છે.

ઈમામ તિરમિઝી (રહ.) ફરમાવે છે કે :

لَا يَجْزِىْ وَلَدٌ وَالِدًا اِلَّا يَجِدَهٗ مَمْلُوْكًا فَيَشْتَرِيَهٗ فَيُعْتِقَهٗ

કે કોઈ પુત્ર પિતાને બદલો આપી શકે નહિ સિવાય કે પિતા ગુલામ હોય, પુત્ર ખરીદે અને પછી આઝાદ કરી દે, તો મા–બાપ અને સંતાન વચ્ચે પ્રેમનો એક સંબંધ શરીઅતે સ્થાપ્યો છે. કુદરતી રીતે મા–બાપ સંતાનથી પ્રેમ કરે છે અને કુદરતી રીતે સંતાન મા–બાપથી પ્રેમ કરે છે. આ સંતુલન ત્યારે બગડે છે જયાં આપણે શરીઅતનું ઉલ્લંઘન કરીએ છીએ. મા–બાપ સંતાનોની અવગણના કરે છે, ત્યારે ગરબડ થાય છે અને શરીઅત પ્રમાણે બાળકો સાથે વર્તાવામાં આવે તો આ પ્રેમ સંબંધ જળવાઈ રહે છે.

## ☆ ત્રણ મકબૂલ દુઆઓ:

આ પ્રેમ આધારે તિર્મિઝી શરીફની રિવાયત છે:

ثَلَاثٌ دَعْوَاتٌ مُسْتَجَابَاتٌ لَاشَكَّ فِيْهِنَّ۔

ત્રણ દુઆઓ એવી છે જે ખરેખર કબૂલ થાય છે, એમાં કોઈ શંકા નથી, એમાંથી એક દુઆ :

دَعْوَةُ الْوَالِدِ عَلٰى وَلَدِهٖ

જયારે પિતા પોતાની સંતાન માટે કરે છે.

અલ્લાહ તઆલા એ દુઆ અવશ્ય સ્વીકારે છે. અમારા મશાઈખે ફરમાવ્યું છે કે જો મા–બાપ કસૂરવાર અને ગુનેહગાર હોય તો પણ એખલાસ અને નિઃસ્વાર્થ ભાવનાને કારણે સંતાનો વિશે અલ્લાહ રબ્બુલ ઈઝઝત એમની દુઆઓ એવી રીતે કબૂલ કરે છે જે રીતે મહાન વિલાયતવાળા ઔલિયાની દુઆઓ કબૂલ ફરમાવે છે, માટે સંતાનોને જોઈએ કે તેઓ પોતાના માતા–પિતાને તકલીફ ન પહોંચાડે.

એકવાર એક પુત્ર પોતાના પિતા સાથે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયો, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)એ તે છોકરાને બાપ વિશે સમજાવ્યું કે :

وَلَا تَمْشِی اَمَامَهٗ

કે તમે પોતાના પિતાથી આગળ ચાલશો નહિ,

તેને ગાળ ન આપશો,

وَلَا تَجْلِسْ قَبْلَهٗ

તેમની પહેલાં બેસશો નહિ,

અને કયારે પણ તેને નામ લઈને પોકારશો નહિ, આ અશિષ્ટ છે. અબ્બાજી કહો, અબ્બુ કહો, જે મરજી હોય તે શબ્દ વાપરો, પરંતુ તે પ્રેમ વ્યકત કરનાર શબ્દ હોવો જોઈએ.

## ☆ અલ્લાહની દ્રષ્ટિથી વંચિતતા:

અને જો માણસ પોતાના મા–બાપના દિલ દુભવશે તો શરીઅતે કહયું છે :

ثَلَاثَةٌ لَا يَنْظُرُ اللّٰهُ اِلَيْهِمْ يَوْمَ الْقِيَامَةِ

ત્રણ બંદાઓ એવા છે કે અલ્લાહ તઆલા કયામતના દિવસે એમને જોશે પણ નહિ.

હવે જરા આ ગુનાહની ભયાનકતાનો અંદાઝ લગાવો કે એવો ગુનાહ જેના કારણે અલ્લાહ તઆલા નિગાહ ઊઠાવીને પણ જોશે પણ નહિ. એ કયા ત્રણ બંદાઓ છે?:

اَلْعَاقُّ لِوَالِدَيْهِ

મા–બાપની અવજ્ઞા કરનાર

وَالْمَرْئَةُ الْمُتَرَجِّلَةُ

અને એ સ્ત્રી જે પુરૂષની જેમ બનવા પસંદ કરે,

ઘણી છોકરીઓ હોય છે હોય છે જે પુરૂષોની જેમ JENS પહેરવી, વાળ કપાવવા, પરદા વગર ફરવું અને આને એવું સમજે છે કે અમે સુંદરી બની ગયાં છીએ, અને એ સમજતી નથી કે જો અમે આવું કર્યુ તો અલ્લાહ તઆલા

કયામતના દિવસે અમારી શિકલ જોવાવનું પસંદ નહિ કરે.

وَ الدَّيُّوۡث

અને ત્રીજો એ માણસ જે બેગૈરત (નિર્લજજ) હોય છે.

## ☆ મા–બાપની અવજ્ઞા પર ત્વરીત સજા:

મા–બાપ સાથે જો માણસ ખરાબ વર્તન કરે તો આ એવો ગુનાહ છે કે જેનો બદલો દુનિયામાં જ માણસને મળી જાય છે. ઈમામ હાકિમ (રહ.)એ રિવાયત કરી છે કે:

كُلُّ الذُّنُوۡبِ يُؤَخِّرُهُ اللّٰهُ اِلٰى يَوۡمِ الۡقِيَامَةِ اِلَّا حُقُوۡقَ الۡوَالِدَيۡنِ

દરેક ગુનાહની સજાને અલ્લાહ તઆલાએ કયામત સુધી લંબાવી દીધી, મા–બાપની અવજ્ઞા સિવાય:

فَاِنَّ اللّٰهَ تَعَالٰى يَجۡعَلُهٗ لِصَاحِبِهٖ فِى الۡحَيٰوةِ الدُّنۡيَا قَبۡلَ الۡمَمَاةِ

આ એવો ગુનાહ છે કે અલ્લાહ તઆલા દુનિયામાં મોત પહેલાં બંદાને તેની સજા આપે છે. અલ્લાહુ અકબર કબીરા.

## ☆ એક બોધ પ્રેરક ઘટના:

અમારા એક મિત્ર ડોકટર છે, તેઓ કહેવા લાગ્યા કે એક ગામડિયો યુવક જિલ્લા હોસ્પીટલમાં દાખલ થયો, મારી ડ્યુટી હતી, જોવામાં તો તે એકદમ સ્વસ્થ લાગતો હતો પરંતુ તેને કોઈ એવો રોગ હતો, જેના કારણે તનું દમ ઘૂંટાતું હતું અને તેને શ્વાસ લેવામાં તકલીફ પડતી હતી, તો જયારે તેના પર આ રોગનો હુમલો થતો તો તે બાળકોની જેમ રડવા લાગતો, બરાડા પાડવા લાગતો, આ તકલીફ જોઈને મને આઘાત લાગ્યો, મારી આંખમાં અશ્રુ આવી ગયાં, એ યુવકનો પિતા પાસે હતો, કહેવા લાગ્યો કે ડોકટર સાહેબ પોતાની કરણી એની સામે આવી રહી છે, તો મેં તેના પિતાને પૂછયું કે શું થયું? કહેવા લાગ્યો કે આણે પસંદથી લગ્ન કર્યા અને પત્ની એના મા–બાપથી દૂર લઈ ગઈ, અને અમે જયારે કહેતા હતા અથવા એના મા કહેતી હતી કે દીકરા

આવ્યા કરો, મળતા રહો તો ગુસ્સેથી માને કહેતો હતો કે ખબરદાર કોઈ વાત કરી તો તમારું ગળું દબાવી દઈશ, પોતાની માતાને જે શબ્દો બોલતો હતો, અલ્લાહ તઆલાએ મોતથી પહલાં તેને પોતાની આંખથી દેખાડી દીધું.

હા, એક સ્થિતી એવી છે કે જેમાં મા–બાપ પોતાના હકકો જાતે જ બરબાદ કરે છે. તે એ છે કે જો પોતાની સંતાનને શરીઅત વિરૂધ્ધ કોઈ વાત કહે તો શરીઅતે સંતાનને આદેશ આપ્યો છે કે :

لَا طَاعَةَ لِمَخْلُوقٍ فِي مَعْصِيَةِ اللّٰهِ

અલ્લાહની નાફરમાનીમાં મખ્લૂકની કોઈ આજ્ઞા માનવી નહિં

માટે જો મા–બાપ દુરાચાર અને વ્યભિચારનું જીવન જીવી રહયા હોય તો શરીઅતે કહયું કે તમે એમની સાથે વર્તુણૂક તો સારી રાખો પણ અમેની એવી કોઈ વાત માનશો નહિ કે જે શરીઅત વિરૂધ્ધ હોયઃ

وَصَاحِبْهُمَا فِي الدُّنْيَا مَعْرُوفًا

એટલે સુધી કે તેઓ કાફિર અને મુશ્રિક હોય તો પણ દુનિયામાં એમની સાથે સારો વર્તાવ કરો. તો જો મા–બાપ દીનદાર અને નેક હોય તો પછી નૂરૂન અલા નૂર છે.

અહીં એક વાત દિલમાં આવે છે કે આજે એહસાસ થયું કે મા–બાપનું સ્થાન શું છે, માટે જેમના મા–બાપ જીવતા છે તો એમને મનાવી લેવામાં આવે, પોતાના કસૂરની માફી માંગી લો અને હવેથી મા–બાપની આજ્ઞાકારી સંતાનો બની જાઓ, સારું વર્તન કરો, પરંતુ ઘણા લોકો એવા હશે જેમના મા–બાપ ગુજરી ગયા છે, તો વફાત પછી હવે શું કરે? શરીઅતે દસ કામ બતાવ્યા છે કે જો કોઈ યુવાન દીકરો કે દીકરી પોતાના જીવનમાં મા–બાપની સેવા નકરી શકયા હોય અને તક ગુમાવી બેઁઠાં. એવું ઘણીવાર થાય છે કે બાળક નાનું હોય છે, મા–બાપ તેની સેવા કરે છે અને જયારે તે થોડુંક લાયક થાય છે તો મા–બાપ દુનિયાથી જતા રહે છે, બાળકને તક જ નથી મળતી.

## ☆ મા–બાપની વફાત પછી દસ કામઃ

તો શરીઅતનું સૌંદર્ય જુઓ કે શરીઅતે તેના વિકલ્પની પણ પધ્ધતિ જણાવી દીધી, કેટલો સુંદર દીન અલ્લાહ તઆલાએ આપણને આપ્યો છે, માટે ગુજરી ગયાં હોય તો:

(૧)પહેલુ કામ મા–બાપની વસિય્યતો પૂરી કરવાનું, હદીષ શરીફમાં છે કે એક સહાબી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા, હે અલ્લાહના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મારા પિતાએ મને કહયું હતું કે તમે મારા તરફથી ગુલામ આઝાદ કરજો, હવે મારી પાસે ગુલામ તો નથી. એક બાંદી (ગુલામડી) છે અને ખૂબજ અભણ અને જાહિલ છે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એ બાંદીને લાવો, માટે એ બાંદી લાવવામાં આવી, અભણ હતી, અપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને પૂછયું કે કહો અલ્લાહ કયાં છે? તે બાંદીએ આકાશ તરફ આંગળી ચીંધી દીધી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કહો હું કોણ છું? તેણે કહયું કે અલ્લાહના રસૂલ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મલકાઈને ફરમાવ્યું કે આ તમારી બાંદી મુસલમાન છે, આને આઝાદ કરશો તો તમારા પિતાની વસિય્યત પૂરી થઈ જશે.

(૨) બીજો હક મા–બાપનો એ હોય છે કે સંતાનો મા–બાપના મોત પછી તેમનું દેવું અદા કરે, જો સંતાન આવું કરશે તો અલ્લાહને ત્યાં ઘણો અજ્ર પામશે.

(૩) ત્રીજો માતા–પિતા માટે ઈસ્તિગફાર કરવું, દુઆ કરવી, દરજાત બુલંદ થાય તેવી દુઆઓ કરવી અને તેમની ભૂલો અને ખામીઓની માફી માટે ઈસ્તિગફાર કરવું. એટલા જ માટે ઈમામ અહમદ બિન હંબલ (રહ.)એ આ હદીષ નકલ ફરમાવી છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે:

اِنَّ اللّٰهَ عَزَّ وَجَلَّ لَيَرْفَعُ الدَّرَجَةَ لِلْعَبْدِ الصَّالِحِ فِى الْجَنَّةِ فَيَقُوْلُ يَارَبِّ اَنّٰى لِىْ هٰذِهٖ فَيَقُوْلُ اللّٰهُ بِاِسْتِغْفَارِ وَلَدِكَ لَكَ۔

કે અલ્લાહ તઆલા એક નેક બંદાના જન્નતમાં દરજો બુલંદ ફરમાવે છે તો બંદો અલ્લાહને પૂછે છે, આપે મારા દરજા કેમ બુલંદ ફરમાવ્યા? મારી પ્રગતિ કેવી રીતે થઈ ગઈ ?તો અલ્લાહ તઆલા ફરમાવશે કે તારા દીકરાએ તારા માટે ઈસ્તિગફાર કર્યુ, એના બદલામાં અમે જન્નતમાં તમારા દરજા બુલંદ ફરમાવી દીધા.

(૪) ચોથી વાત એ કે માતા–પિતાના જે મિત્રો હયાત છે અથવા નજીકના સગાં જીવે છે કે જેમની સાથે માતા–પિતાનો પ્રેમનો સંબંધ હતો, હવે તેમની સાથે પ્રેમનો સંબંધ રાખવો, ઉદાહરણ તરીકે મા ગુજરી ગઈ તો માસીને માતાનું પદ આપવું, પિતાના મિત્રોને મિત્રો સમજવા અને તેમની સાથે સારું વર્તન કરવું, આ પણ માતા–પિતાના હકકોની અદાયગી ગણવામાં આવશે.

(૫) પાંચમી વાત મા–બાપ તરફથી સદકા અને ખૈરાત કરવી, સદકો અને ખૈરાતનો મતલબ એ નથી કે દરેક બંદાએ લાખો ખર્ચ કરવા પડે, નહિ, હદીષ શરીફમાં તો અહીં સુધી કહેવામાં આવ્યું છે કે એક બંદો જો અલ્લાહના માર્ગમાં ભાંગેલી ખજૂર પણ આપે છે, અલ્લાહ તઆલા તેના પર પણ અજ્ર આપે છે, તો આપણી સંતાનોને એવી તા'લીમ આપવી જોઈએ કે તે જુમ્અહના દિવસે સામાન્ય પૈસા પણ મસ્જિદમાં આપે અને માતા–પિતાની નિય્યતથી આપે કે તેનો અજ્ર એમને પહોંચે, રમઝાનુલ મુબારકના માસમાં ફકીરોને સદકો આપે, માતા–પિતાની નિય્યત કરે, તો સમયાંતરે સદકો અને ખૈરાત કરતા રહો, પ્રમાણને ન જુઓ, એખ્લાસ સાથે જો આપ આપશો તો અલ્લાહ તઆલા આપના સદકાને એવીરીતે મેળવી લેશે કે જે રીતે લોકો પોતાના પ્રાણીઓ મેળવી લે છે.

(૬)છટ્ઠી વાત એ કે જો અલ્લાહ તઆલા બંદાને શકિત આપે, માતા–પિતા ગુજરી ગયા છે તો તમની તરફથી હજ અને ઉમરહ કરવાં, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું એક સહાબીને કે તમે

તમારા પિતા તરફથી હજ કરો અને તેમના તરફથી ઉમરહ કરો.

(૭) સાતમી વાત એ કે મરહૂમ મા–બાપની ખુશી માટે નેક આમાલમાં ઉતાવળ કરવી, આ અજબ વાત છે કે માણસ નેક કામ તો કરે જ છે, પરંતુ નેક કામનો સવાબ મા–બાપને મળે છે તો મા–બાપને આલમે બર્ઝખમાં ઈન્તેજારી રહે છે કે અમારી સંતાનો તરફથી અમને ભેટ કયારે મળશે, માટે નેકી કરવામાં ઉતાવળ કરવી જોઈએ.

હઝરત શૈખુલ હદીષ (રહ.)એ એક અજબ ઘટના લખી છે કે એક અલ્લાહવાળા કબ્રસ્તાન નજીકથી પસાર થયા તો એમણે કબ્રસ્તાના મૃત લોકો માટે કંઈક પઢીને ઈસાલે સવાબ કરી દીધો, સપનામાં જોયું કે એક ફરિશ્તો એક બોરીમાં એ સવાબ લઈને આવ્યો અને અવાજ આપ્યો કે અને બધા મડદા ઉઠી ગયાં અને બધા તેની તરફ ગયા કે અમને આમાંથી અમારો જે ભાગ છે તે આપી દો, બધાને એમાંથી ભાગ મળી રહયો હતો, એક મડદાને જોયું કે તે આરામથી પાછળ બેઠો છે તો એમણે સપનામાં તેને પૂછયું કે ભાઈ, આપ પોતાનો ભાગ લેવા પ્રયત્ન નથી કરતા? તેણે કહયું આમાં મારો જે ભાગ છે તે મને મળી જશે, હું શાંતિથી એટલા માટે બેઠો છું કે મારો એક પુત્ર છે જે કુર્આન પાકનો હાફિઝ છે, તે કુર્આન મજીદ પઢતો રહે છે અને તેનો બદલો મને એટલો મળે છે કે હવે હું શાંતિથી બેસુ છું, સ્વપ્નમાં તેમણે પુછયું કે તમારો દીકરો કયાં છે? તેણે નામ પણ બતાવ્યું અને એ પણ જણાવ્યું કે પેલી જગ્યાએ દુકાનદારી કરે છે, માટે જયારે સ્વપ્નથી જાગૃત થયા તો તેમણે જઈને જોયું તો એ યુવાન દુકાને બેઠેલો હતો, ગ્રાહકો આવતા હતા અને એમને વસ્તુઓ આપતો હતો અને જયારે ગ્રાહકો જતા રહેતાં તો નવરાશના સમયે અલ્લાહના કુર્આનની તિલાવત કરતો હતો, તેના હોઠ હલતાં દેખાતાં હતાં, તો આ ઓળખી ગયા કે કે મારું સ્વપ્ન સાચુ હતું, થોડાક સમય પછી ફરીવાર કબ્રસ્તાન નજીકથી પસાર થયા, ફરી ઈસાલે સવાબ કર્યું, હવે સપનામાં જોયું કે ફરિસ્તો અજ લાવ્યો છે, તો જે રીતે અન્ય ઉભા થઈને સવાબ મેળવવા માટે દોડયા, આ બંદા પણ સવાબ લેવા માટે દોડયો, તેમણે પૂછયું કે ભાઈ હવે કેમ દોડો છો?

એ મડદાએ કહયું કે મારો પુત્ર ગુજરી ગયો છે, હવે તેનો અજ્ર બંધ થઈ ગયો છે. જે સામાન્ય મોમિનો દુઆઓ કરે છે હું પણ એ જ અજ્ર જોઈને ખુશ રહું છું.

તો મા–બાપ માટે નેક કામ વહેલાં કરવાં, આ મા–બાપની રૂહ માટે ખુશીનું કારણ બને છે.

(૮) આઠમો હક એ છે કે મા–બાપે કોઈ કસમ ઊપાડી હોય તો પૂરી કરવી.

(૯) નવમો હક મા–બાપ તરફથી નફલી રોઝા રાખવા, કુર્આ શરીફની તિલાવત કરવી.

(૧૦) અને દસમો હક આ છે કે પુરૂષો માટે મા–બાપની કબરોની ઝિયારત કરવી.

કેમકે સ્ત્રીઓને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કબ્રસ્તાન જવાની મનાઈ ફરમાવી છે. અને આ ઉમ્મત પર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઉપકાર છે, નહિતર સ્ત્રી દિલની નરમ હોય છે, જો શરીઅત તેને પણ આદેશ આપતી કે તમે જાઓ અને યુવાન પુત્રને દફન કરીને આવો તો મને લાગે છે કે એ સ્ત્રીને તો પહેલાં જ ત્યાં દફન થવું પડે, આ પોતે પણ સાથે જ દફન થઈ જતી. આ તો અલ્લાહ તઆલાએ પુરુષોને મજબૂત દિલ આપ્યા છે, કેટલા પ્રેમના સંબંધો હોય છે, પોતાના હાથે નવડાવે છે અને ખભે ઉપાડીને કબ્રસ્તાનમાં દફન કરીને આવે છે. તો અલ્લાહ તઆલાએ માતાને આ તકલીફથી બચાવી , માટે ફરમાવ્યું કે સ્ત્રી કબ્રસ્તાનમાં ન જાય, પરંતુ પુરુષોને જોઈએ કે તે સમયાંતરે જાય અને પોતાના મા–બાપની કબ્રો પર કુર્આનની તિલાવત કરીને ઈચ્છે એટલો ઈસાલે સવાબ કરે.

## ☆ ઉમર અને રોજીમાં બરકત:

શરીઅતે જણાવ્યું છે કે જે બંદો મા–બાપની આજ્ઞા પાલન કરે છે અને આજ્ઞા પાલન કરતો રહેશે તેમના દિલ ખુશ કરે છે, અલ્લાહ તઆલા દુનિયામાં પણ ઈન્આમ આપે છે અને આખિરતમાં પણ તેનો ઈનામ આપે છે. મા–બાપથી સદ્‌વર્તનનો દુનિયામાં શો લાભ? ઈમામ અહમદ બિન હંબલ (રહ.)એ હઝરત અનસ (રદિ.)ની રિવાયત કરી, ફરમાવે છે કે જે મા–બાપથી

સદ્વર્તન કરે છે, અલ્લાહ તઆલા તેની ઉંમર અને રિઝકમાં વધારો ફરમાવી દે છે. તો મા–બાપ સાથે સદવર્તન કરવામાં બરકત છે.ઉંમર પણ વધે છે અને માલ પણ વધે છે.ઉંમર વધવાનો અર્થ બે હોઈ શકે છે.

એક તો એકે ધારો કે ઉંમર ૬૦ વર્ષની હતી, હવે અલ્લાહ તઆલાએ તેને લંબાવીને ૭૦ વર્ષની કરી નાખી, આ પણ સંભવ છે.

અને એક અર્થ ઉલ્માએ કિરામે એનો એવો પણ લે છે કે ઉંમર તો હતી ૬૦ વર્ષ, પરંતુ એણે ૪૦ વર્ષની બ્લડ પેશરનો રોગી બનવાનો હતો અને બ્રેઈન હેમરેજ થવાનું હતું અને લકવા સાથે બાકીનું જીવન મોહતાજીમાં જીવવાનું હતું, અલ્લાહ તઆલા એ રોગોથી બચાવીને જીંદગીના સ્વસ્થ ભાગને લંબાવી દે છે.માટે અંતિમ ક્ષણ સુધી એ કોઈનો મહોતાજ થતો નથી. આ પણ ઉંમરમાં બરકત છે, તો કાર્યશિલ ભાગ ઉંમરનો વધારી દેવામાં આવે છે.

અને એક અર્થ એ કે મા–બાપનું દિલ ખુશ કરવાથી માણસનો દુનિયામાં ગુનાહોથી કફ્ફારો થઈ જાય છે. માટે ઈમામ તિર્મિઝી (રહ.)એ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરી કે એક માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે આવ્યો, યા રસૂલલ્લાહ! મારાથી મોટો ગુનાહ થઈ ગયો છે, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુંઃ તમારી મા જીવે છે ? જી જીવે છે. ફરમાવ્યુંઃ જાઓ માતા સાથે સદવર્તન કરો અને તેનાથી દુઆ કરાવો કે માની દુઆને કારણે અલ્લાહ તઆલા તમારા ગુનાહો માફ કરી દેશે.

તો જુઓ મા–બાપની દુઆથી અલ્લાહ તઆલા બંદાના ગુનાહો પણ માફ કરી દે છે અને જન્નતમાં પ્રવેશ અલ્લાહ તઆલા જલ્દી આપી દે છે.

## ☆ મા–બાપના આજ્ઞાકારીનો અવાજ જન્નતમાંઃ

માટે , હદીસ શરીફમાં છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જયારે હું જન્નતમાં દાખલ થયો તો મને પઢવાનો અવાજ આવ્યો, તો મેં પૂછયુંઃ આ કોનો અવાઝ છે? તે જણાવવામાં આવ્યું કે

આ એ યુવક છે જે આપની સાથે જન્નતમાં પ્રવેશ કરશે, મેં પુછયું કોણ? કહેવા લાગ્યા હારિસહ બિન નુઅમાન, મેં ફરિશ્તાને પૂછયું: એનો અમલ શું હતો? તો એણે કહયું, આ તેની માતાનો ઘણો આજ્ઞાકારી હતો. તો જુઓ મા-બાપની આજ્ઞાકારી કરવી, તે જન્નતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે પ્રવેશ કરશે. આ તો દુનિયા અને આખિરતમાં આના લાભો થયા.

હવે શરીઅતે તો મા-બાપને એટલે સુધી દરજજો આપ્યો કે ફર્ઝે કિફાયામાં મા-બાપને તમે અગ્રતા આપો, એક બાજુ ફર્ઝે કિફાયા છે અને બીજી બાજુ મા-બાપછે, તો મા-બાપને તમે અગ્રતા આપો, તેમની વાત માનો, માટે ધ્યાનથી વાત સાંભળો.

## ☆ મા-બાપની સેવાને જિહાદ પર અગ્રતા:

જિહાદમાં જવા પર મા-બાપની સેવાને અગ્રતા, હાકિમે એક સહાબીથી રિવાયત કરી, તેમણે કહયું કે યા રસૂલલ્લાહ! હું જિહાદમાં જવા ઈચ્છું છું, પરંતુ માતા-પિતાએ પરવાનગી આપી નથી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:જાઓ તમે તમારી માતાની સેવા કરો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને મા-બાપ પાસે સેવા કરવા પરત મોકલી દીધા.

## ☆ મિત્રો અને પત્ની પર મા-બાપને અગ્રતા:

ઈમામ તિર્મિઝી (રહ.)એ હઝરત અલી (રદિ.)થી રિવાયત કરી:

إِذَا فَعَلَتْ أُمَّتِي خَمْسَ عَشَرَ خَصْلَةً حَلَّ بِهَا الْعَذَابُ

કે જયારે મારીમાં પંદર વાતો પેદા થઈ જશે તો તેના પર અઝાબ આવી જશે. આ પંદર વાતોમાંથી એક :

اِعْطَاءُ الرَّجُلِ زَوْجَتَهٗ وَ عَقَّ اُمِّهٖ

કે પત્નીની આજ્ઞાનું પાલન કરશે, માની અવજ્ઞા કરશે.

وَ بَرَّصَدِيْقَهٗ وَ جَفَا اَبَاهُ

મિત્ર સાથે નેકી કરશે, બાપ સાથે બેવફાઈ કરશે.

તો આ હદીસ શરીફથી જાણ થાય છે કે અલ્લાહ તઆલાએ પત્ની–સંતાનો અને મિત્રોથી પણ વધુ મા–બાપનો હક બતાવ્યો છે. હવે અહી કેટલીક સ્ત્રીઓ પરેશાન થઈ જશે કે જી, હઝરતજી એ એવી વાત કહી દીધી તો પતિ અમારા હાથથી નીકળી જશે, તો ભાઈ! મા–બાપ પણ જો શરીઅત પ્રમાણે જીવન જીવે છે અને આપ પણ શરીઅત મુજબ જીવન જીવી રહયા છો તો પરેશાન થવાની શી જરૂર છે? એ સ્ત્રીઓ જે સમજે છે કે અમે પત્નીઓ છીએ, અમારા કારણે અમારો પતિ મા–બાપને ત્યજી દે, એવી સ્ત્રીઓ સૌથી મૂર્ખ સ્ત્રીઓ હોય છે, એમને શરીઅતની ખબર જ નથી હોતી. આ મુર્ખ સ્ત્રીને આ સમજવું જોઈએ કે આપ યુવાનીમાં પોતાના પતિ વિશે આવું વિચારો છો, કાલે જયારે એના બાળકો થશે અને આ તેમનો ઉછેળ કરવા માટે એટલી મુસીબતો ઊઠાવશે, પછી વૃધ્ધ થઈ જશે, તે સમયે તેના બાળકો તેને ત્યજીને જતા બહે તો તેના દિલપર શું વિતશે!?

શરીઅતે કહયું, આયશા સિદીકા (રદિ.)થી રિવાયત છે કે, ઈમામ અહમદ બિન હંબલ (રહ.) નકલ કરે છે કે ઉમ્મુલ મુઅમિનીને ફરમાવ્યું કે સ્ત્રી પર સૌથી વધુ હક તેના પતિનો છે એટલે કે નિકાહ થયા પછી સ્ત્રીનો સૌથી મહત્વનો હક તેના પતિનો હોય છે અને ફરમાવ્યું: પુરૂષ પર સૌથી વધુ મહત્વનો હક તેની માતાનો. શરીઅતે તો એટલે સુધી કહયું કે નિફલી હજ કરવા કરવા હોય તો મા–બાપની સેવાને અગ્રતા આપો. માટે, અબૂહુરૈરહ (રદિ.) પોતાની માતાના જિવનમાં તેમની સેવામાં જ વ્યસ્ત રહયા. માતાના અવસાન પછી હજ માટે તશ્રીફ લઈ ગયા. હા જો માતા પોતે પણ જવા ઈચ્છે અને બંદાને હજમાં પણ માતાની સેવાની તક મળે તો નૂરૂન અલા નૂર છે.

## ☆ મા–બાપની ફઝીલત કઈ કઈ વસ્તુઓ પર :

મા–બાપના હકકોને અલ્લાહ તઆલાએ સંતાનોના હકકો પર પણ ફઝીલત અતા ફરમાવી છે. માટે અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ રિવાયત કરી કે ત્રણ માણસો બની ઈસ્રાઈલના પ્રવાસે નીકળ્યા તો એક ગુફામાં ફસાઈ ગયા. ચટટાન ગુફાના મુખ પર આવી ગઈ, તો એમણે પોતાના અમલ

અલ્લાહ તઆલા સમક્ષ રજૂ કર્યા. એમનામાંથી એકે આ અમલ રજૂ કર્યો કે હું બકરીઓ ચરાવતો હતો, સાંજે જયારે બકરીઓ ઘરે આવતી તો હું દૂધ કાઢતો તો પહેલાં મા–બાપને આપતો હતો, તે પછી સંતાનોને પીવડાવતો હતો, આનો આ અમલ અલ્લાહને એટલો પસંદ આવ્યો કે એ ચટટાને ગુફાનું મુખ ઉઘાડી દીધું.

શરીઅતે કહયું કે મા–બાપનો હક હિજરત પર પણ ફઝીલતવાળો છે. માટે મુસ્તદરક હાકિમમાં અબ્દુલ્લાહ અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત છે કે એક યુવક આવ્યો, યા રસુલલ્લાહ! હું હિજરતની નિય્યતથી આવ્યો છું અને માતા–પિતાને પાછળ મૂકી આવ્યો છું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે પાછા જાઓ,જે રીતે મા–બાપને રડતા મૂકીને આવ્યા છો એ જ રીતે જઈને એમને ખુશ કરો, તમારા માટે આ અફઝલ છે.

એટલે સુધી કે નિફલી ઈબાદતો પર પણ મા–બાપનો હક અફઝલ છે, હદીસ શરીફમાં છે કે બની ઈસરાઈલમાં જરીજ નામનો એક નેક બંદો સંત હતો, ઈબાદતમાં લાગેલો હતો, માતા મળવા માટે આવી, તેણે ત્રણવાર અવાજ આપ્યો અને આ નિફિલ ઈબાદતોમાં જ વ્યસ્ત રહયો તો માને ગુસ્સો આવ્યો, તેણે કહયું અલ્લાહ તને મૌતથી પહેલાંક કોઈ ફિત્નામાં નાખી દે, તે માતાની બદદુઆ એવી લાગી કે નજીકમાં કોઈ સ્ત્રી હતી, તેણે કોઈ ભરવાડ સાથે બદકારી કરી અને જેના પરિણામે તેને બાળક જનમ્યું તો લોકોએ તે સ્ત્રીને મહેણાં–ટોણા માર્યા કે તેં કોની સાથે માથું કાળુ કર્યુ તો તે સ્ત્રીએ જરીજનું નામ આપ્યું કે મારી સાથે આ સંતે બદકારી કરી. લોકોને ખબર પડી તો આવ્યા, તેમણે જરીજને પણ બહુ માર માર્યો, અને તેનો જે ઈબાદતનો ઓરડો હતો તેને પણ તોડી પાડયો, જરીજે પૂછયું કે ભાઈ! તમે આવું બધું કેમ કરી રહયા છો? મારો વાંક શું છે? તેમણે કહયું કે તમે ફલાણી સ્ત્રી સાથે બદકારી કરી તેને બાળક જનમ્યું, તો જરીજે કહયું, સારું મને બાળક પાસે લઈ જાઓ, તો જયારે જરીજને બાળક પાસે લઈ ગયા તો તેણે બાળકને પૂછયું કે જણાવ, તારો બાપ કોણ છે? નેક માણસ હતો, અલ્લાહની આખરે મદદ આવી, તે બાળક બોલી

પડયું, મારો પિતા તો પેલો ભરવાડ છે. તો ઉલમાએ લખ્યું છે કે જો કે એટલું સ્થાન હતું કે અલ્લાહ તઆલાએ તેની ખાતર બાળકને બોલાવી દીધું પરંતુ તેણે માનુ દિલ દુભાવ્યું તો તે ફિત્નામાં પડી ગયો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ કિસ્સો સંભળાવીને ફરમાવ્યું:

لَوْ كَانَ جُرَيْجٌ عَالِمًا

જો જરીજ આલિમ હોત

لَعَلِمَ اَنَّ اِجَابَتَهٗ اُمَّهٗ اَوْلٰى مِنْ عِبَادَةِ رَبِّهٖ

તો તેને ખબર પડી જાત કે મારી માતાની વાત માનવી નિફલી ઈબાદતો પર ફઝીલત ધરાવે છે.

હવે વિચારો કે મા–બાપે દુનિયામાં સંતાનોને કેળવણી આપવાના પ્રયાસો કર્યા તો તેનો બદલો અલ્લાહ તઆલાએ તેમને કેવો આપ્યો, તેમનું સ્થાન દુનિયામાં કેવું બનાવી દીધું!

## ☆ મા–બાપના હકકોની પરાકાષ્ઠા:

વાતને જરા દિલના કાનથી સાંભળશો, ડરીને વાત કરી રહયો છું કે શરીઅતે મા–બાપની સેવાને ઝિયારતે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર પણ અગ્રતા આપી દીધી. માટે –ઈમામ મુસ્લિમ (રહ.)એ અસ્યદ બિન જાબિર (રદિ.)થી રિવાયત કરી કે ઉવેસકરની (રહ.) કર્નના નિવાસી હતા, માતાની સેવામાં લાગેલા હતા, ઈચ્છતા હતા કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત કરે. ઈમામ લાવી ચુકયા હતા, પરંતુ માની સેવા જ કરતા રહયા, આવી શકયા નહિ, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઉમર (રદિ.)ને બોલાવીને ફરમાવ્યું કે યમનના ફલાણાં કબીલામાં એક બંદો છે, તેના એક દીનાર જેટલું સફેદ કોઢનું ડાઘ બાકી હશે, રોગ હતો પણ સાજો થઈ ગયો. અલ્લાહને ત્યાં એનું એટલું સ્થાન નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જો એ બંદો અલ્લાહના નામે કસમ ખાઈ લે તો અલ્લાહ એની કસમ પૂરી ફરમાવી દે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબાને ફરમાવ્યું કે જો તમારી

મુલાકાત થાય તો શકય હોય તો તમે તેમનાથી પોતાના માટે ઈસ્તિગફારની દુઆ કરાવજો અને એક રિવાયતમાં છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાનો જુબ્બો (કુર્તો) ભેટ તરીકે આપ્યો અને ફરમાવ્યું, ઉમર આ જુબ્બો તેમને આપીને કહેજો કે મારી ઉમ્મત માટે બખશિશની દુઆ કરે, અલ્લાહુ અકબર કબીરા. માટે , ઉમર (રદિ.)ની મુલાકાત થઈ ઉવૈસ કરની (રહ.)થી અને ઉમર (રદિ.)એ તેમને નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જુબ્બો ભેટમાં આપી દીધો અને તેમને કહયું કે આપને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સંદેશો આપ્યો છે કે મારી ઉમ્મત માટે બખશિશની દુઆ કરો. અલ્લાહ તઆલાએ મા–બાપની સેવાને શું સ્થાન અને રુત્બો અતા ફરમાવી દીધો.

તો જયારે બાળકને આ પાઠ ભણાવવામાં આવશે તો ખરેખર બાળક પછી મા–બાપની વાત સાંભળશે અને સારો માણસ બનવાનો પ્રયાસ કરશે.

અને જો કોઈના મા–બાપ નારાજ હોય તો સાંભળી લો કે દુનિયામાં સૌથી સરળ કાર્ય પોતાની માતાને મનાવવાનું છે, કેમકે તે નારાજ પણ થાય છે અને રાહ પણ જુએ છે કે મારો દીકરો આવીને મારાથી માફી માંગી લે, હું માફ કરી દઈશ, અમે જોયું છે કે જો દીકરો માતાની દમ દાટીને કારણે ઘરથી નીકળી જાય, માને ચેન પડતું નથી, વુઝૂ કરે છે, મુસલ્લા પર બેસી જાય છે, અલ્લાહ! મારો દીકરો કોઈ ખરાબ બંદાના હાથે ન આવી જાય, મારો દીકરો કોઈ છેવટનું પગલું ન ઉપાડી લે, અલ્લાહ! મારા દીકરાને સલામતી સાથે પાછો લઈ આવજે, ભોજનનો સમય થઈ ગયો છે, બધાં કુટુંબીજનો જમી લે છે, માને પૂછે છે તો કહે છે મને ભૂખ નથી, વાસ્તવમાં તેના મનમાં એવું હોય છે કે શી ખબર મારા દીકરાને ખાવાનું કંઈ મળ્યું હશે કે નહિ, હું કઈ રીતે જમું? ઘરના બધા લોકો સૂઈ જાય છે, એક મા હોય છે જે બિસ્તર પર પડખાં ફેરવતી રહે છે, કદાચ મારો દીકરો આવી જાય, પોતાના પતિની દાટી પણ સહન કરે છે અને પોતાના પુત્ર માટે દુઆ પણ કરતી રહે છે, અને જો તે પુત્ર રાત્રે મોડાં આવે તો મા દીકરીને જગાડે છે કે ઊઠો, તમારો ભાઈ આવી ગયો છે, તેને ગરમ ખાવાનું બનાવીને આપો, મમ્મી, આપતો નારાજ હતા. દીકરી! હું જોકે નારાજ છું પરંતુ

દીકરાને ભૂખ્યો જોઈ શકતી નથી, મમ્મી આપ શું ઇચ્છો છો? દીકરી, મેં તમારા ભાઈને ઠપકો આપ્યો હતો ખરાબ કામને કારણે, જેથી તેનાં સુધાર થઈ જાય, પણ હું એમ ઈચ્છું છું કે એ આવીને SORY કહી દે, હું માફ કરી દઈશ. આ માને મનાવવું કેટલું સરળ છે!? માટે , દીકરો માની પાસે ચાલીને આવી જાય તો મા માફ કરી દે છે, જો વધારે ગુસ્સે હતી અને દીકરો પોતાની માના પગને પકડી લે તો માનું દિલ પિગળી જાય છે, નરમ થઈ જાય છે અને જો એટલી ગુસ્સામાં હતી કે તોપણ માફ નથી કરતી અને દીકરાની આંખમાં અશ્રુ આવી જાય, મા પોતાના દીકરાની આંખથી અશ્રુ પડતા જોઈ શકતી નથી, તરત પોતાના દુપટ્ટાથી અશ્રુ લૂંછી નાખશે અને પોતાના દીકરાને છાતીએ વળગાડશે. એ માતામાં મમતા નામની એક વસ્તુ છે, જે સહન કરી જ ન શકે કે મારો દીકરો કોઈ તકલીફમાં હોય.

## ☆ એક માતાની મમતાઃ

માટે આપને એક સત્ય ઘટના સંભળાવીને વાત પૂરી કરું છું, અમારી નજીક એક ગામમાં પતિ–પત્ની હતા. અલ્લાહ તઆલાએ તેમને ઘડપણમાં સંતાન અતા કરી, દીકરો થયો, દીકરો નેક બન્યો, હોનહાર હતો, સમજદાર હતો, તે છોકરો ઈજનેર બની ગયો, શહેરમાં તેની નોકરી લાગી ગઈ, તે આવતો અને મા–બાપને મળતો અને પછી ફરી પોતાની ડયુટી માટે જતો રહેતો, અઠવાડિયાની અંતમાં મા–બાપ સાથે રહેતો, અલ્લાહે તેને કારો પણ આપી, સારા દિવસો પણ આપ્યા, બિલ્ડીંગ પણ આપી, તો એ યુવકે લગ્નનો પોગ્રામ બનાવ્યો, મા–બાપે કહયું દીકરા! તમે જયાં કહેશો ત્યાં અમે તમારા લગ્ન કરી દઈશું. ઝિંદગી તો તમારે જીવવાની છે, શહેરમાં એક શરીફ મોટું કુટુંબ હતું, તેમને ત્યાં એક છોકરી હતી, યુવાન હતી, સ્વરૂપ સારું હતું, બુધ્ધિશાળી હતી, ભણેલી હતી, તો એ યુવકે ત્યાનું કહયું.મા–બાપે રિશ્તાનો સંદેશ મોકલ્યો તો એમણે પણ જોયું કે ઘણો સારો રિશ્તો છે દીકરી માટે, તો લગ્ન થઈ ગયા, હવે એ છોકરી લગ્ન પછી ગામમાં આવી, થોડાક દિવસ તો રહી, થોડાક દિવસ પછી કહેવા લાગી કે મારાથી ગામડામાં રહેવાતું નથી,

મા–બાપે કહયું કે દીકરા! પત્નીને લઈને શહેરવાળા મકાનમાં જતા રહો, પરંતુ અઠવાડિયા પછી અમને આવીને મળી જજો, ચેહરો અવશ્ય દેખાડશો, અમે ગામમાં ખુશ છીએ, અમે અમારૂ જીવન અહીં વિતાવી લઈશું. લો જી, છોકરાએ શહેરમાં રહેવાનું શરૂ કર્યુ, મા–બપ ગામમાં હતા, એક બે વર્ષ તો મામલો સારો ચાલતો રહયો. એક બે વર્ષ પછી આ છોકરો કયારેક મા–બાપને મળવા જતો, વધારે કરીને એવું થતું કે બે કલાક પછી આવીશ, હવે બેની જગ્યાએ ત્રણ અને ચાર કલાક થઈ જતા તો તેની પત્ની ખોટું લગાડતી, હા, તમે તો જાઓ છો તો બસ જઈને બેસી જાઓ છો, પાછળના તો તમારી નજરે મરી જ જાય છે. તમને તો એમના સિવાય કોઈ દેખાતાં જ નથી. જેવા ગાયન પત્નીઓ પોતાના પતિઓ સામે ગાય છે એ છોકરીએ પણ એ જ ગાયન ગવાના શરૂ કરી દીધા, આ શરીફ માણસ હતો, સમજતો હતો, પણ પત્ની સમયની સાથે સાથે વધુ વાંધા ઊઠાવતી રહી એટલે સુધી કે એવો સમય આવ્યો કે જયારે આ મા–બાપને મળવા માટે જતો પત્ની કારણ વગર ઝઘડો ઊભો કરી દેતી, હવે આ પરેશાન કે હું કરું તો શું કરું? નેક શરીફ માણસ પરેશાન થાય છે, એક બાજુથી મા–બાપની પરેશાની, એક બાજુ પત્ની પરેશાન કરી રહતી હોય છે અને પછી સંતાનોની મા પણ બની ચૂકી છે, એ જ દરમિયાન એ યુવાનને સઊદી અરબથી એક નોકરીની ઓફર મળી, તેણે મા–બાપથી પરવાનગી માગી, તેમણે કહયું, એ પવિત્ર દેશમાં અલ્લાહ તઆલાએ તમારી રોજી લખી છે, અમારી તો દુઆઓ છે, જાઓ અલ્લાહના ઘરમાં જાઓ અને અલ્લાહના ઘરની સેવા કરો, પરંતુ દીકરા ! અમારી કયારેક કયારેક તક મળે તો અમને પણ મળતા રહેજો, આવતા રહેજો. આ યુવાન પોતાની પત્ની અને સંતાનો સાથે મકકહ મુકર્રમહ ટ્રાન્સફર થઈ ગયો, ત્યાંનુ જીવન ખૂબ જ સરળ અને સગવડવાળું હતું. આ ૧૩ વર્ષ ત્યાં રહયો, હવે નેક હતો તો દર વર્ષે હજ પણ કરતો હતો.એક દિવસ હજના ત્રીજા દિવસે આ મતાફમાં ઊભો દુઆ માંગી રહયો હતો, રડી રહયો હતો, કોઈ અલ્લાહવાળાએ જોયું તો તેને પૂછયું કે હે યુવાન! કેમ રડી રહયા છો? તેણે કહયું, મેં ૧૩ હજ કરી, દર વર્ષે તવાફે

ઝિયારત કર્યા, પછી અથવા તવાફે વિદાઅ કર્યા, પછી હું સ્વપ્ન જોઉ છું કે કહેનાર કહે છે કે તાર હજ કબૂલ ના થઈ, આ વર્ષે હજ કરી, હવે ફરીથી એ જ સ્વપ્ન દેખાયું, અલ્લાહવાળા દિલના ડોકટર હોય છે, એમણે બે વાતોથી જાણી લીધું કે સમસ્યા શું છે? આ યુવક ૧૩ વર્ષથી અરબમાં હતો તો શરૂઆતમાં તો મા–બાપને ખર્ચ પણ મોકલતો હતો, સલામ –કલામ– સંદેશાની આપલે પણ થતી હતી, એ જમાનામાં ફોન નહોતા, આ એવા જમાનાની વાત છે જયારે સામાન્ય ટેલિફોન પણ જોવા મળતા નહિ. મોબાઈલ ફોન તો હતા જ નહિ, ગામડાઓમાં પણ ફોન ન હોતા, તો હજ અને ઉમરહ માટે આવનાર–જનાર લોકો સાથે સંદેશો મોકલી દેતો હતો, પરંતુ કેટલાક વર્ષોથી સંપર્ક જ ન રહયો. તો એમણે ધ્યાન દોર્યુ કે મિયાં! જાઓ અને મા–બાપને રાજી કરીને પાછા આવો. માટે આ યુવાન પોતાના ઘરે આવ્યો, પત્ની ને કહયું કે મેં રજાઓ લઈ લીધી છે અને હું દેશનો આંટો મારીને આવું છું, પત્ની ધમ પછાડા કરવા લાગી તો હવે એ યુવાને તેને સિંહની આંખથી જોયુ તો એ દબાઈને બિલાડીની જેમ બેસી ગઈ, યુવાને તૈયારી કરી, વતન પાછો આવ્યો, જયારે આ વસ્તીમાં દાખલ થઈ રહયો હતો તો તે સમયે તેને એહસાસ થયું છેલ્લા બે ત્રણ વર્ષથી મારો કોઈ સંપર્ક નથી, મને તો એ પણ ખબર નથી કે મારા મા–બાપ કઈ સ્થિતિમાં છે? તો હું જાણી તો લઉ, માટે એક આઠ નવ વર્ષનો છોકરો હતો તેને પુછયું કે પેલા બાબાજીના શા હાલ છે? પેલા છોકરાએ જવાબ આપ્યો કે બાબાજી તો ગુજરી ગયા છે, છ મહિના થયા અને તેમની પત્ની જે વૃધ્ધ છે, તે પણ લકવાગ્રસ્ત છે અને સાંભળ્યું છે કે તેમનો એક પુત્ર છે, સઊદી અરબ ગયેલો છે, ખબર નહિ કેટલો નાલાયક દીકરો છે, જે મા–બાપનું વિચારતો જ નથી, એ નાના છોકરાને શી ખબર કે તે એજ પુત્ર સાથે વાત કરી રહયો છે,વાત કરીને છોકરો તો જતો રહયો પરંતુ તેના દિલના તારને સ્પર્શી ગયો, હવે તેને પશ્ચાપાત થયું કે ઓહ! ખરેખર મે મોટી ભૂલ કરી. હવે વિચારી રહયો છે, અબ્બુતો ગુજરી ગયા, હું અમ્મી પાસે જઈશ તો અમ્મી મને જોવાનું પણ પસંદ નહિ કરે, અમ્મી તો મને ઘરમાંથી કાઢી મુકશે, મારી સાથે વાત

પણ નહિ કરે, તો કોઈ વાત નથી, હું અમ્મીના પગ પકડીને મનાવી લઈશ, હું વીંટળાઈ જઈશ, હવે આ વિચારોમાં ડૂબેલો ઘરે પહોંચ્યો, દરવાજો ખુલ્લો હતો, અંદર જતો રહયો, શું જુએ છે કે સહેનમાં ખાટલો પાથરેલો છે અને માતા સુતેલી છે, તેના મનમાં વાત આવી કે શકય છે કે અમ્મી ઉંઘેલી હોય તો હું જગાડતો નથી, રાહ જોઈ લઈશ, માટે આ ધીમેથી નજીક ગયો કે જાઉ તો ખરો, જયારે બિસ્તર નજીક ગયો તો તેણે જોયું કે તેની માતા હાથ ઉઠાવીને દુઆ માંગી રહી હતી, તેણે નજીક જઈને સાંભળ્યું કે અમ્મી કેવી દુઆ માંગી રહી છે, તો મા એ દુઆ માંગી રહી હતી કે અલ્લાહ! મારો પતિ દુનિયાથી જતો રહયો, મારો એક જ તો દીકરો છે, ખૈરિયતથી પાછો મોકલી દે, જેથી મારી મોત આવે તો મને કબરમાં ઊતારવા માટે મારો કોઈ તો મહરમ હાજર હોય, જયારે એણે સાંભળ્યું તો કહેવા લાગ્યો કે અમ્મી! હું આવી ગયો છું, માતા ચોંકી ગઈ, દીકરા તમે આવી ગયા? હા. માતાએ જવાબ આપ્યો કે દીકરા આંખમાં મોતીયા આવી ગયા છે, મને દેખાતું નથી, હું તમારો ચેહરો તો જોઈ શકતી નથી, આવો નજીક આવી જાઓ. હું તમારા ચેહરાને ચુંબન આપી દઉ. હું તમારા શરીરની સુગંધ સુંઘી લઉ. મા તો મા હોય છે, માતાને મનાવવું ઘણું સરળ કામ છે, અલ્લાહ તઆલા મા–બાપને પણ નેક બનવાની તૌફીક આપે અને આપણાંથી જે ભૂલો અને ખામીઓ થઈ આપણે આજ દુનિયામાં માફી માંગી લઈએ અને હવેથી ઝિંદગી નેકીના કાર્યો વાળી ઝિંદગી જીવવાનો દિલમાં ઈરાદો કરી લઈએ.

وَاٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ

☆☆☆☆☆
☆☆☆☆
☆☆☆
☆☆
☆